# આ મુખ

સૌરાષ્ટ્ર–ભૂમિ વીર, દાતા અને સંત પુરુષોની જન્મદાતા મનાય છે. જેના પાદરે પાદરે વીરનરોના પાળિયા, વાતે વાતે દાતારોનાં યશો અને ગામેગામ ધર્મની ધજા લહેરાતી કોઈ પણ સંતનાં યશોગાન ગાતી હોય છે. રસહીણુ સોરઠી ધરતીમાં રસ-સાગર રેલાવનાર નરસી જેવા ભક્તકવિઓ થયા, તે જ રીતે કડવુ કહેનાર મહાત્મા મેકરણ જેવા સંતો પણ થયા; સંત માગે તો પોતાની પત્ની આપી દે એવા જલારામો પાકયા અને બોલ્યું-અણબોલ્યુ ન થાય તેવા વચનસિદ્ધ આપા દાના અને વિસામણ જેવા ભક્તજનો પણ થયા. આ બધા પુરુષસંતોની અપેક્ષાએ સ્રીસંતોની સંખ્યા નાની છતાં પ્રભાવમાં પુરુષસંતોથી ઊતરે નહિ તેવી દેખાય છે. નરસી ભક્તથી માણેકબાઈનો ત્યાગ ઊજળો છે, ત્યારે જલારામજી કરતાં વીરબાઈની ભક્તિ વધુ પ્રશંસનીય છે. દેવાયત પંડિત કરતાં દેવલદે, લાખા કરતાં લોયણ, માલદેવ કરતાં રૂપાંદે, જેસલ કરતાં તોળલ, એમરા કરતાં દાડલદે–તેમના જીવનમા અનેકગણાં ત્યાગવીર માનવાનાં કારણો દેખાય છે. જેને પરચાની જરાય પરવા નહીં, સ્થાનો બાંધવાના જરાય કોડ નહીં, હરિને હાજરાહજૂર કરવાનો અભરખો નહીં; ભજનો બનાવવાં, સંપ્રદાયો સ્થાપવા, શિષ્યો મૂંડવા–આ બધીયે ઝંઝટથી સાવ નિરાળું જીવન, સીધીસાદી વાત છતાં પૂર્ણ મહત્ત્વસભર રીતઃ જુનવાણી થરો ઉખેળવામાં આવે તો અનેક સ્રીસંતોનાં જીવનોમાં સાંપડે તેમ છે, જેમાંથી તાત્ત્વિક વાતો સહજમાં તારવી શકાય તેમ છે.

સૌરાષ્ટ્રમાં આ દિશામાં ખહુ જ અલ્પ પ્રયાસ થયો છે. 'સોરઠી સંતો' અને 'પુરાતન જ્યોતિ' વગેરે થોડાં નામો સિવાય વધુ કોઈએ કાંઈ કર્યું દેખાતું નથી. સોરઠી સ્ત્રીસંતોનાં જીવનને જાહેરમાં મૂકવાનો મારો આ પ્રકારનો પ્રથમ પ્રયાસ છે. આમ તો આમાં લખાયેલાં જીવનમાંનાં કેટલાંક પ્રસિદ્ધ થઈ ગયાં છે, પરંતુ જે દૃષ્ટિ રાખી લખવામાં આવ્યું છે, તે દૃષ્ટિથી લખાયલું જોવામાં આવતું નથી. હજુ આથી વધુ સ્ત્રીસંતોનાં જીવનો મળે તેમ છે. પ્રયાસ કરનાર જોઈએ. સ્ત્રીસંતોનાં જીવનો રહી ગયાં તેનાં કારણોમાં આ કારણ પણ છે કે, પુરુષસંતોનાં જીવનો તેમના વંશજોએ, શિષ્યોએ, અરે કોઈ પણ અનુયાયીઓએ સાચવ્યાં છે; ત્યારે સ્ત્રીસંતોના જીવનપ્રસંગોની કોઈનેય પરવા ન હોવાથી ભુલાતાં ગયાં છે. જેટલાં મળે છે તે ભક્તોના જગતમાંથી મળે છે. ભજનિક દુનિયા ઘણે ભાગે વિશ્વાસુ દુનિયા છે. તેઓ કર્ણોપકર્ણ સાંભળી બોલે છે એટલે તેમાં અનેક ભ્રાંતિઓ રહી જવા સંભવ છે. કોઈ ધૂળધોયો મળી આવે અને તે પણ બદલાની આશા વિના મંડ્યો રહે તો સૌરાષ્ટ્રની ભક્તિનાં ભાંગ્યાં-તૂટ્યાં પુરાણાં ઘરોમાંથી ઘણું મળી આવે તેમ છે.

'સોરઠી સ્ત્રીસંતો' પ્રસિદ્ધ કરવા બદલ 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય'નો તથા ટ્રસ્ટીમંડળના પ્રમુખ શ્રી. મનુ સુબેદારનો હું આભાર માનું છું.

તા. ૧-૨-'૫૮<br>અજપલા

કાલિદાસ મહારાજ

'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું' સાહિત્ય'

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

## ધર્મગ્રંથો

રૂ. ન. પૈ.

### રામાયણો

તુલસીકૃત રામાયણ ૧–૨, ૧૦–૦
વાલ્મીકિ રામાયણ ૧–૨, ૧૧–૦
ગિરધરકૃત રામાયણ ... ૪–૫૦
શ્રીરામચરિતમાનસ
મૂળ પાઠ ૨–૦

### પુરાણો

શ્રીશિવમહાપુરાણ ૧–૨ ૧૨–૦
શાંતિપર્વ–મહાભારતનું ૮–૫૦
શ્રીમદ્ ભાગવત ૧–૨ ૧૦–૦
શ્રીમદ્ ભગવતી
(દેવી) ભાગવત ૬–૫૦
એકાદશ સ્કંધ–ભાગવતનો
(એકનાથી ટીકા) ૬–૦
એકાદશ સ્કંધ–ભાગવતનો ૨–૫૦

### ઉપનિષદો

એકાદશ ઉપનિષદ ... ૩–૦
બૃહદારણ્યક ઉપનિષદ ૨–૦
સો ઉપનિષદો ... ૫–૦
તૈત્તિરીય ઉપનિષદ ૦–૧૯

### શ્રીમદ્ શંકરાચાર્યકૃત ગ્રંથો

મોહમુદ્‌ગર અને બીજાં
દશ રત્નો ... ૧–૦
શતશ્લોકી અને બીજાં
ચાર રત્નો ... ૦–૭૫
સ્તોત્રસંગ્રહ ... ૦–૬૨
સર્વવેદાંત સિદ્ધાંત-સારસંગ્રહ ૧–૨૫
વિવેકચૂડામણિ ... ૧–૦
મણિરત્નમાળા ... ૧–૫૦

*

હસ્તામલકસ્તોત્ર અને
વાક્યસુધા ... ૦–૧૨
પ્રશ્નોત્તરમાળા અને
જીવન્મુક્ત આનંદલહરી ૦–૧૯

# ધર્મકથા–પ્રાર્થના

| | |
|---|---|
| ચંડીપાઠ ... ... | ૧–૨૫ |
| પુરુષોત્તમમાસમાહાત્મ્ય | ૨–૫૦ |
| શ્રીસત્યનારાયણની કથા | ૦–૬૨ |
| નિત્યપાઠ (પાકું પૂંઠું) | ૧–૦ |
| શ્રીએકાદશીમાહાત્મ્ય | ૧–૫૦ |
| સંતોની અનુભવ–વાણી | ૧–૫૦ |
| જપ અને નામસ્મરણ | ૧–૦ |
| રામકૃષ્ણ વાર્તાલાપ (પુ.૧લુ) | ૨–૫૦ |
| ,, ,, (પુ. ૨જુ) | ૨–૦ |
| તુકારામગાથા ૧–૨ | ૬–૦ |
| ધર્મજ્યોતિ | ૧–૫૦ |
| ઉપદેશસારસંગ્રહ | ૧–૫૦ |
| આપણો ધર્મ | ૨–૦ |
| સંતગુરુનો પરિચય | ૨–૦ |
| શ્રીસુબોધરત્નાકર | ૧–૫૦ |
| સદ્બોધસરિતા ... | ૧–૫૦ |
| સંતની વાતો ... | ૧–૫૦ |

*

| | |
|---|---|
| ધર્મકથાઓ | ૧–૫૦ |
| સુબોધક કથાવાર્તાઓ | ૧–૫૦ |
| બોધક વાર્તાઓ | ૧–૫૦ |
| સંતોની ફૂલવાડી | ૦–૫૦ |
| પ્રભુમય જીવન | ૦–૭૫ |
| પ્રભુમય જીવનનું રહસ્ય | ૧–૦ |

*

| | |
|---|---|
| નારાયણકવચ | ૦–૫૦ |
| શિવમહિમ્નઃસ્તોત્ર ... | ૦–૫૦ |
| શ્રીવિષ્ણુસહસ્રનામ ... | ૦–૨૫ |
| ભીષ્મસ્તવરાજ ... | ૦–૧૫ |
| હનુમાનચાલીસા ... | ૦–૦૬ |
| ગજેન્દ્રમોક્ષ ... | ૦–૩૭ |
| ભગવત્પ્રસાદ ... | ૦–૨૫ |
| કંઠાભરણમ્ ... | ૦–૧૯ |
| ગંગામાતા ... | ૦–૨૭ |
| મેનાવતી ને ગોપીચંદ તથા ભર્તૃહરિ ને વિક્રમ | ૦–૧૯ |
| જેસલ–તોરલ તથા જાલંધર–ગોપીચંદ | ૦–૨૫ |
| તંત્રની સાધના | ૦–૨૫ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ (ભાગ ૧) | ૦–૫ |

## ભગવદ્‌ગીતાઓ

| | |
|---|---|
| ભગવદ્‌ગીતા-પુરુષાર્થ-બોધિની ટીકા ... ૧૨-૫૦ | શ્રીમદ્ ભગવદ્‌ગીતા (ગુટકો) ૦-૩૭ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા-શાંકરભાષ્ય ... ૪-૦ | ગીતામાં જીવનની કળા ૩-૦ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા-નીલકંઠી ટીકા સાથે ૩-૦ | * |
| શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા ૪-૫૦ | ઉત્તરગીતા ... ૦-૩૭ |
| શ્રીમદ્ ભગવદ્‌ગીતા (મોટા અક્ષરોમાં) ૦-૭૫ | ગીતાસાર ... ... ૦-૨૫ |
| જ્ઞાનસત્રગીતા (સં. લિપિ) ૧-૨૫ | ગીતાપોથી ... ૦-૩૭ |
| ,, (ગુજ. લિપિ) ૧-૨૫ | ગીતાસંકલન ... ૦-૧૯ |
| | શ્રીમદ્ ભગવદ્‌ગીતા (૧૨ અને ૧૫ અધ્યાય) ૦-૧૯ |

## નીતિગ્રંથો

| | |
|---|---|
| બાલવિલાસ ... ... ૧-૫૦ | સુભાષિતનીતિમંજરી ૧-૫૦ |
| હિંદુધર્મની બાળપોથી ૦-૬૨ | પરવાળાં ... ... ૦-૧૯ |
| મનુષ્યધર્મ... ... ૨-૦ | વ્યવહારમાળા ... ૦-૫૦ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર... ૦-૭૫ | વૈરાગ્ય શતક ... ૦-૩૭ |
| મનુસ્મૃતિ ... ... ૪-૫૦ | નીતિશતક ... ૦-૨૫ |
| સુભાષિતરત્નભાંડાગાર ૧૦-૦ | વિજ્ઞાનશતક ... ૦-૩૭ |
| | નવસંહિતા ... ૦-૩૭ |

## સ્વ. પઢિયારનાં પુસ્તકો

| | |
|---|---|
| સ્વર્ગનો ખજાનો ... ૨-૦ | સાચું સ્વર્ગ ... ૨-૦ |
| સ્વર્ગનો પ્રકાશ ... ૨-૦ | સ્વર્ગની સીડી ... ૨-૦ |
| સ્વર્ગનો આનંદ ... ૨-૦ | |

વધુ માહિતી માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો :

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ

# અનુક્રમ


| | | |
|---|---|---|
| ૧ | સંત લોયણ ... ... | ૯ |
| ૨ | સંત રૂપાંદે ... ... | ૨૬ |
| ૩ | સંત દાડલદે ... ... | ૪૬ |
| ૪ | સતી ગંગાબાઈ ... | ૫૭ |
| ૫ | સંત રામબાઈ મા ... | ૬૮ |
| ૬ | પરમાબાઈ ... ... | ૮૨ |
| ૭ | રાણીબાઈ (રાજકોટ) ... | ૯૪ |
| ૮ | અમરબાઈ ... ... | ૧૦૫ |
| ૯ | સંત તોળલ ... ... | ૧૧૪ |
| ૧૦ | 'મૃત્યુને જીતનાર' ... | ૧૪૦ |

# સોરઠી સ્ત્રીસંતો

## ૧ : સંત લોયણ

સોરઠી સંતમંડળમાં લોયણનું ઓસંત અને ભજનિક તરીકે ઊંચું સ્થાન મનાય છે. લાખા નામના આહીરની તે પ્રેમિકા હતી. લોકો વધારેપડતા રૂપનું ફળ કડવું માનતા છતાં જગતની જરા પણ તમા નહીં માનનાર લોયણ સમય ઝીંપડતાં સમર્થ સંતપણું દાખવી ગયાં. તેમના ભજનો વેદાંતના સિદ્ધાંતને વર્ણવતાં અને સંસ્કારી ભાષામાં લખાયેલાં છે. એવી એક પણ ભક્તમંડળી આજે નહીં હોય કે, જેમાં લોયણનાં ભજનો ગવાતા ન હોય.

સંત મૂળદાસજી દેવતણખી જે જાતિમાં જન્મી તેને પાવન કરી ગયા, તે પાચાલ(લુહાર)જ્ઞાતિમાં લોયણનો ચૌદમી સદીના આરંભમાં જન્મ થયો હતો.

લોયણ ખરેખર બેહદ રૂપ ધરાવતી સુંદરી હતી. તેની દેહલતા બ્રહ્માની કારીગીરીનો ઉત્તમ નમૂનો ગણાય તેવી હતી. જુવાનીની ફોરમે ફોરતી લોયણનાં માતાપિતા બન્ને વયમાં આવતા ગુજરી ગયાં હતાં. સામાન્ય ઘરમા જન્મેલી રૂપસામ્રાજ્ઞી લોયણ નાશવાન અને મળમૂત્રથી ભરેલી કાયાને શણગારવા પાછળ સમય ગુમાવતી, તેને શોભાવવા મથતી, ઈશ્વરદીધા રૂપને માનવકળાથી મઠારી જોનારનાં મન પ્રથમ નજરે ખેંચે તેવું કાયમ રાખતી. સાહિત્યકારો તેને આશ્ર-

પાલી કે ધારણીની ઉપમા આપે તો વધુપડતું થયું ન મનાય. સ્વર્ગની દેવનારીઓનાં રૂપનો ગર્વ ઉતારતી તે ખંભાળિયાના તમામ યુવાનોની આરાધ્યદેવી બની હતી. તે લાખાની પ્રેયસી મનાતી. લાખો જાતે આહીર હતો, લૂંટ કરવી કે ગામ ભાંગવાં એ તેનો જીવનવ્યવસાય હતો. પહોળી છાતી, ભરાવદાર ચહેરો, લીંબુની ફાડ જેવી આંખો, હાથીની સૂંઢ જેવી ભુજાઓ અને સર્વાંગે સમબાંધાનો, ફૂટતી મહોરનો એ જુવાન લોયણને યોગ્ય પણ હતો. બન્નેની મમતા જળ અને મીન જેવી હોવા છતા લગ્નબંધનથી જોડાયા પહેલાં તેઓ સંયમ પાળવાનાં દૃઢ પ્રતિજ્ઞાવાળા હતા. લાખો નિર્વિકાર ભાવે લોયણને મળતો. લોયણ તેને ભાવિ પતિ તરીકે માનતી, માન આપતી, આરાધતી અને હૈયાના એક ખૂણામાં તેને મીઠી યાદ સાથે સંઘરતી. છતાં બન્ને વચ્ચે જાતિવાદની જબ્બર દીવાલ ઊભી હતી તેને તેઓ પાડવા મથતા હતાં. લાખાનું કુળ જોરદાર ગણાતું. ખંભાળિયામાં રહી સંસારી બનવું અશક્ય હતું, તેટલુ જ બન્ને નાસી જવા તૈયાર ન હતા તે પણ દૃઢ હતું. તેમને ગામ વચ્ચે જ પતિપત્ની તરીકે રહેવું હતું. સમયની પરિપક્વતાની રાહ જોવાતી હતી.

આખુંય ખંભાળિયા ગામ આ વાત જાણતું; છતા લાખાની હાકલે અને લોયણના ઉદ્દંડ સ્વભાવને કારણે કોઈ તેમને કહેવાની હિંમત કરી શકતું ન હતું. કુટુંબીઓ પરિણામની રાહ જોતા દિવસો વિતાવ્યે જતા હતા. લાખાની ટોળી જામતી હતી.

૨

' ચૈત્ર માસ ચાલતો હતો, વસંતની માદક હવાથી સોરઠનો માનવસમાજ મદમસ્ત બની અવર્ણીય આનંદ અનુભવતો હતો. આમ્રમંજરીઓથી અજાણ, કોયલોના સ્વરથી વંચિત, ગુલાબ કે બીજાં સુવાસિત પુષ્પોથી બેનસીબ સોરઠ યથા વૃક્ષોના વસંતાગમને પ્રગટેલા ફળદર્શને સંતોષ માનતો હતો.

આજે જામના ખંભાળિયાના લોકો મારવાડથી આવતા મહાત્મા સેલણસીના સ્વાગત માટે તૈયારી કરતા હતા. મહાત્મા સેલણસી પોકરણગઢના પીર રામદેવજીના પટ્ટશિષ્ય હરજી ભાટીના શિષ્ય હતા. તેઓ દ્વારકાની યાત્રાર્થે નીકળી સોરઠમાં ફરતા ફરતા નિજાર મતનો પ્રચાર કરતા હતા અને મારવાડમા ફૂલીફાલી પરિપકવ ફળ આપતા મહામાર્ગનાં બિજકો સૌરાષ્ટ્રના આતરિક ભાગમાં વાવતા હતા

ઝાઝ-મૃદંગ સાથે મંડળીઓ બહાર નીકળવા લાગી. ઢોલ, શરણાઈ અને જયનાદોથી દિશાઓ ગાજવા લાગી. માનવમહેરામણ ઘી નદીના પટમા પૂર્ણભરતીમાં ઊછળવા લાગ્યો. પાણી ભરતી સ્ત્રીઓનુ ધ્યાન તે તરફ ખેંચાયુ. પાણી ભરતી, બેડું ચડાવેલી અને માર્ગમા દશવીશ ડગલા ચાલેલી તમામ બાઈઓ કૌતૂક જોવા થભી ગઈ સામે ઠાલા બેડા લઈ આવતી બાઈઓ પણ જ્યા ને ત્યા ઊભી રહી જોવા લાગી.

' ડાઈમા, આ બધુ શું છે? ગામમા કોઈ મહાત્મા આવતા હોય તેમ લાગે છે ' એક પનિહારીએ બાજુમાં ઊભેલી પ્રૌઢાને પૂછ્યું.

' વહુ! સાભળવા પ્રમાણે મારવાડના સેલણસી નામે કોઈ સંત પધારે છે. કહે છે કે, મોટા મહાત્મા છે દારૂ

જઈ રહ્યા છે. સાથે સોબસો બીજા સંતભક્તો છે.'

આમ વાત ચાલે છે ત્યાં લોયણ આવી અને ભરેલા બેડા સાથે ઊભી રહી. તેને જોઈ એક બાઈ બોલી: 'લોયણબા! તમારે મહાત્માજીનાં દર્શન કરવાં નથી જવું?' અને તે વ્યંગમાં મરકવા લાગી.

ચબરાક લોયણ એનો કટાક્ષ કળી ગઈ એટલે ગર્વભર્યા અવાજે બોલી: 'મારે જવું હોય તો કોણ રોકનાર છે?'

'લાખોભાઈ, બીજું કોણ?' દબાયેલા અવાજે આટલું બોલી બાઈ લોયણ તરફ આંખ ઠેરવી ચાલતી થઈ.

તીર જેવા આ શબ્દો લોયણના હૃદય સોંસરા નીકળી ગયા. બોલનાર પર તેને એવો ગુસ્સો આવ્યો કે પાછળથી પકડી જમીન પર પટકી બદલો લઉં, પણ બીજી ક્ષણે વિચારો પલટાયા કે એમાં એ બિચારીનો શો વાંક? લોક તો દેખે તેવું કહે. હું જાતે જ મારું ગુમાવવા બેઠી પછી બોલનારનો શો દોષ? હું મારાપણુ જ ભૂલી, મારે સમાજ માટે શીલ, વિશ્વ માટે દયા અને પ્રાણીમાત્ર માટે હૈયામાં હેત ભરી રાખવા જોઈતાં હતાં ત્યા લાખાના આસન થયાં. લોયણ ભૂલે તો લોકો બોલે જ! તેને પોતાની અકારણ થતી ચરિત્રહીનતાની વગોવણી સાલવા લાગી; છતાં સૌંદરી બળે પણ વળ ન જાય એ રીતે સહજ નેણ ખેંચી તે બોલી: 'એને અને મારે શું? આ ગામની પાણીઆરીઓને આ વિના કોઈ બીજો ધંધો દેખાતો નથી.'

આમ લોયણને ગુસ્સો કરતી જોઈ એક આધેડ બાઈ બોલી: 'આમાં રીસ શું કરવા કરે છે, લોયણ! ગામને મોચે ગરણાં થોડાં જ બંધાય છે? દુનિયા દેખે એવું બોલે. છેડો સંકોરીને ચાલીએ તો કોઈ નો બોલે, દીકરી!'

લોયણ આજે હજારો વીંછીના ડંખ હૈયામાં વાગ્યા હોય તેવી વેદના અનુભવી રહી હતી. પોતાના વગોવાતા રૂપ ઉપર તેને અણગમો આવ્યો, છતાં તેનો બચાવ કરતાં ધીરી પડતાં તે બોલી: 'કંકુમા, ધરતીમાતાનાં હૈયાં મોટાં છે એટલે સહુને ચાલવા દે છે, બાકી સહુ સહુનાં કર્યાં સહુનાં મન જાણે. એક વાર માનવી હૈયા પર હાથ મૂકી પૂછે તો માંયલો ચોખ્ખેચોખ્ખી વાતો કહી દે.'

'લોયણ! દીકરી!! માઠું શું કરવા લગાડે છે?' કંકુમા સહજ પાસે આવીને બોલ્યા, 'બાપુ, ભગવાને તને રૂપ આલવામાં જરાય પાછું વાળી જોયુ નથી. રૂડી જુવાનીની ફોરમે ફોરતી ઘાટીલી કાયા અને નમણાં અંગોવાળી તું તો આ ગામની સ્રીજાતિની શોભા છે. બાપુ, જુવાની દીવાની છે, ઈ અજરનાં પીણાં સાચવવાં દોયલાં છે. જોને, જોનાર ફાટી પડે એવી તારી મારકણી આંખો એક જ વાર જોતાં હૈયામાં કટારી હુલાવી દે એવી છે ને? તારું પૂનમના ચાંદા જેવું મોં, કલાઈ જેવા હાથ, જાણે દીનોનાથ નવરાશે થોડી ને થોડી થોડી માટી લઈ તને એકલીને જ સામે ધરબાવીને– બેસાડીને જ એના નમૂને ન ઘડી હોય? પણ દીકરી, આ બધુંય અવળે મારગે વેડફે છે. આ જુવાનીનાં ધસમસતા પૂરને મીરાંની પેઠે ગિરિધરલાલના ધ્યાનમાં વાળતાં શીખી જા તો બેડો પાર થઈ જાય, બેટા! સમજણમા અને અણસમજણમા આજો ફેર નથી. ચાર દીનાં સુખ કરતા અનત સુખના મારગે જા. હુંય એક વખત તારા જેવી મનાતી, જો આજે છે કાંઈ?'

લોયણનો અંતરાત્મા કંકુમાની આ છેલ્લી ટકોરે જાગી ગયો. તેને આજે પોતાની બેલગામ સ્વેચ્છાચારી પર તિરસ્કાર

છૂટ્યો. એક પણ અક્ષર બોલ્યા વિના સીધી બેડા સાથે તે સામૈયાની દિશા પર ચાલી નીકળી, કુંકુમા ગામ ભણી વળ્યાં.

૩

આગળ ઝાંઝ-મૃદંગ સાથે નાચતી મંડળી, પાછળ ગામલોકો અને વચ્ચે મહાત્માનો રથ ધીરે ધીરે આવતો હતો. પાછળ સ્ત્રીસમાજ ગીતો ગાતો ગાતો મલપતી ચાલે ચાલતો હતો. શંખ, શરણાઈ, ભૂંગળો અને જયનાદોની ગર્જનાથી આભનો માર્ગ ગાજ્યો હતો.

ભરી હેલે મલકાતી ચાલે લોયણ સંત સેલણસીના રથ પાસે આવી. તમામ લોકો સુંદરતાની સાક્ષાત્ મૂર્તિ સમી લોયણને જોવા લાગ્યા.

'આમાં મહાત્મા સેલણસી કોણ?' આરસમાંથી વિશ્વકર્માએ કંડારેલી મૂર્તિ સમી લોયણે સેલણસીની સામે ઊભા રહી પૂછ્યું. હજારો કોયલોનો ગર્વ ઊતરી જાય એવા મીઠપભર્યા અવાજને સાંભળી કોઈ સંત બોલ્યા: 'તમો કોણ છો, બહેન? જુઓ, સામે રથમાં બિરાજ્યા તે જ મહાત્મા સેલણસી. તમારે ત્યાં જવું હોય તો ખુશીથી જઈ શકો છો. સંતગંગાના જળમા સ્નાન કરી પાવન થાઓ.'

લોયણને આજે પોતાનું ભાન ન હતું કે તે ક્યાં જાય છે અને તે શા માટે જાય છે! લોયણ આગળ ચાલી.

આ જ વખતે મહાત્માએ પૂછ્યું: 'આ બહેન કોણ છે?' શહેરના સંભાવિત ગૃહસ્થો લોયણને જોઈ સહજ ચમક્યા. મર્યાદા જાળવી ટૂંકામાં લોયણનો પરિચય આપ્યો. એટલામાં લોયણ ત્યાં આવી.

'આવ દીકરી, બાપુને પાણી પાવા આવી મારા બાપ!

ભલે આવી, લાવ લાવ ક્યારનોય તરસે મરતો હતો.' મહાત્માએ વણકહ્યે ભાવભીને અવાજે લોયણને સત્કારી.

'બાપુ, મારા જેવી વગોવાયેલીના હાથનુ પાણી પીશો ?'

'જરૂર પીશ, દીકરી ગમે તેવી હોય પણ તે બાપની વાલપની હકદાર છે. બાપ પાણી નહીં પીવે તો બીજુ કોણ પીશે ? તારું નામ ?'

લોયણ બોલી · 'હું જાતે પચાલ-લુહારની દીકરી છુ. આજે મારા મરેલા બાપના તમારા દેહમા દર્શન થાય છે. મારા બાપુ મજેવડીના ભગત દેવતણખીના ગુરુભાઈ હતા. દેવાયત પડિત અમારે ત્યાં અનેક વાર આવતા. આજે એમાનુ મારામા કાઈયે નથી.'

'વાહ, વાહ ! દીકરી ! ભલે આવી, બેટા ! પંડિત દેવાયતના માન ઉતારનાર દેવતણખીના બાપ દેવાશી પુરુષ હતા. એના ગુરુભાઈના છોરુમા શું કહેવાનું હોય ?'

લોયણે હેલ ઉતારી પાણી પાયું, તમામ સતોએ પીધું. લોયણે મનથી ગુરુ માની સેલણસીના ચરણ ધોઈ ચરણામૃત લીધું અને એને અગમની ગમ પડવા લાગી. તેના મળ, આવરણ અને વિક્ષેપ ત્રણે દોષો દૂર થયા.

'બાપુ, હીણભાગી દીકરીના આગણા પાવન નહી કરો ?' લોયણના અવાજમા દીનતાનો રણકાર રણકી રહ્યો હતો.

'બેન ! ઘેર જા અને ગામના મહાજનોએ મારા માટે જ્યાં ઊતરવાની ગોઠવણ કરી હશે ત્યા ઊતરીશ. તું ત્યા આવતી રહેજે. દ્વારકાથી વળતા કચ્છ થઈ ફરી આ તરફ આવીશ ત્યારે તારે ત્યા જરૂર ઊતરીશ.'

'બાપુ! મારાથી ત્યાં આવી શકાય તેમ નથી. મારા તરફ કોઈ નો સદ્‌ભાવ નથી. હું વગોવાયેલી દીકરી છું!'

'ચિંતા નહીં, બાપ! સંતવરણુનો સહારો લેનાર તો શલ્યામાંથી અહલ્યા બને છે. જગતમાં કોણે ભૂલ નથી કરી? છતાં તે તો તેવી પણ ભૂલ નથી કરી. મારી આત્મિક દૃષ્ટિથી હું તારું હૃદય વાંચું છું. તારો સંયમ ધન્યવાદ માગે છે. જે કામ પારાશર કે વિશ્વામિત્રથી નથી થયું, તે કામ આવતી વયમાં એકલદોકલ રહેનાર અપરિણીતા કન્યાએ કર્યું છે. બેનબા, તું તો ગાર્ગીનો અવતાર છે. તારી રજથી ત્રિભુવન તરી જાય, તેવો પ્રતાપ છે. શંકરે તો બાળ્યો દીકરી, પણ તેં તો તારા અડગ નિશ્ચયે કામને હરાવ્યો. વિશ્વનાં મન મથનાર મન્મથને મહાત કરનાર લોયણ, તું શું છે તે હું જાણું છું. તારાથી સોરઠ ઊજળો છે. લીધાં વ્રત નિભાવજે બાપ!'

આમ કહી સેલણસીએ લોયણને માથે હાથ મૂકયો.

'સત્ વચન બાપુ, આખરનાં બોલી રે' જો, ભૂલું તો માર્ગે વાળજો.' આમ કહી લોયણે ગુરુચરણમાં માથું નમાવ્યું. આંખના આંસુએ ગુરુનાં ચરણ ધોયાં. ખંભાળિયાના મહાજનો આ કારમા પરિવર્તનને જોઈ રહ્યા. કશીયે ગમ પડી નહિ.

સેલણસી ઉતારે આવ્યા. લોયણ બચેલા પ્રસાદનાં નીર સાથે ઘેર આવી. આજે તે ભવ તરી હતી. સંસારથી ઉપરામતા સહજમાં મળી હતી. વૈરાગ્યના વહેણમાં તરવાનું સાંપડતાં ત્રિભુવનને તારનાર ત્રિકમવર જેવા તરણતારણ મળ્યા. લોયણનું જીવન ધન્ય બન્યું. રૂપ સદ્‌રૂપ બન્યાં. સંયમ શામળિયાને મેળવનાર બન્યો.

૪

હાટે અને ઘાટે, વાટે અને વિસામે, ચોરે અને ચૌટે, જ્યાં જુઓ ત્યાં લોયણ લોકજીભે ચડી હતી.

મા'રાજ મેર બેસી ગયા. મંદિરોમાં ઝાંઝરના ઝણકાર અને નગારાંના નાદો ગાજવા લાગ્યા. આજે ખંભાળિયામાં સેલણસી મહાત્મા હોવાથી આનંદસાગર ઊછળતો હતો. ઘેર ઘેર વણદિવાળીએ દિવાળી હતી

લોયણનું જીવન બદલાઈ ગયું હતું. તે સહુથી પહેલાં ગુરુસ્થાને આવી બેસી ગઈ! રાત વધતા લોકો આવવા લાગ્યા. મહાત્માજીએ જ્ઞાનચર્ચા કરી. મધ્યરાત્રિ સુધી લોકોએ તેમને એકચિત્તે સાંભળ્યા. સમય થતાં સહુને રજા આપવામાં આવી. શ્રોતાઓ વિખરાવા લાગ્યા. લોયણ હજી બેઠી હતી. તેને પોતાની પાસે બોલાવી સેલણસી બોલ્યા : 'બેટા લોયણ! જો, સામો દીપક બળે છે તે તરફ જો, બળતી જ્યોતનો બોધપાઠ લે. જાતે બળીને એ બીજાને અજવાળાં આપે છે. એને ઊંચનીચના ભેદભાવની ખબર નથી, મારા તારાં કાંઈ યે નથી, પરમાર્થ કે પાપ બધાંય કર્મથી તે તટસ્થ છે. જો, પ્રગટાવનાર કે બુઝાવનાર સહુને તે સમભાવે સરખો જ પ્રકાશ આપે છે. જોયુ ને? તારું જીવન આવું જોઈ એ.'

'બાપુ! હું અબળા જાતિ શું કરી શકું?' લોયણના અવાજમાં દર્દ હતું, તેના ચહેરામાંથી દિવ્ય પ્રભા પથરાતી હતી, જાણે વિનામેશની દીપશિખા!

'તું અબળા નથી બેટા! કંઈક માર્ગ ભૂલ્યાને માર્ગે ચડાવનાર દેવી છો! બેન! રૂપાંદે અને તોળાદે, ચુડાલા ને મંદોદરી સ્ત્રીઓ જ હતી. રૂપાએ માલદેવને તાર્યો, તારાથી

તેવા તરશે.' આમ કહી સેલણસીએ લોયણના હાથમાં રામસાગર મૂક્યો અને કહ્યું : 'બેટા ! તારા ધરમના બાપની આ ભેટ. તેના તારે તારે ત્રિકમનું તાન ભરેલું છે. આનો રણકાર કરતાં આવડે તો બ્રહ્મમંડળ ઉપર જઈ અલખને જગાડે છે. અવતાર લેવાની ભાવના તેમાંય ભરે છે. આના સૌભાગ્યને શરમાવીશ માં. આને સહારે ભવસાગર સહજે તરાશે. સદાય ગાજે, તારા સાચા સૂરમાં જગત સૂર પુરાવશે, તું ગાઈશ ને જગત ગાશે-ઝીલશે.'

જુવાન લોયણે કંપતે હાથે રામસાગર લીધો. તે નમી અને બોલી, 'બાપુ, આ પદને લાયક હું....'

'નથી એમ કહેવું છે ને? તું બધી રીતે લાયક છે. તારી જીભમાં મા શારદા બેસી તને બોલાવશે, તારાં ભજનોના લહેરાતા સ્વરથી સૂનેલુ સોરઠ જાગશે.'

સેલણસીની પાસે બેઠેલું અધિકારીમંડળ આ સાંભળી રહ્યું હતું, તેમને લોયણના રૂપમાં મા શારદાનાં દર્શન થવા લાગ્યાં. બળની બ્રહ્મજ્યોતિના પ્રકાશે લોયણનાં ભવોભવનાં પાપોને ભસ્મ કર્યાં. નવા અવતારે લોયણ મોડી રાત્રે ઘેર ગઈ. તેનો દેહાધ્યાસ ભુલાયો, પણ શ્રવણ, મનન કે નિદિધ્યાસ ને વૃત્તિ બ્રહ્માકાર બની ગઈ, રોમરોમમાંથી રણકાર સંભળાવા લાગ્યા, વણસણી પંડિતાએ રામસાગરને જીવનનાવ માની એક બાજુ પર મૂક્યો. આખી રાત્રિ તે ગુરુવચન પર વિચારતી રહી.

૫

લાખો એપુથી આવ્યો તેવો જ ઉતાવળો ઉતાવળો પોતાની પ્રેયસી લોયણને મળવા ગયો. આંગણામાં પગ મૂકતાં જ

કદી કલ્પના સરખી પણ ન આવે તેવું તેણે જોયુ લોયણ રામ-સાગર ખોળામાં રાખી મીઠી હલકથી ભજન ગાઈ રહી હતી. તેની બન્ને આંખોમાથી આંસુઓ વહી ગાલ અને છાતી ભીંજાવી રહ્યાં હતા. રામસાગરના તારેતાર પાણીથી ધીમા વાગતા, ક્યારેક બેસૂરો અવાજ કાઢતા. હજારો કોયલના સ્વરને ઘૂટીને ભર્યો હોય તેવો મધુરો અવાજ તેના ગળા માંથી સરી રહ્યો હતો. સાંજ પડતા બિડાતા કમળની પાંદડી જેવી આખોના પોપચા ઢળી ગયા હતા તે ભાવનમાધિમા ડોલતી હતી. લાખો ઘડીભર ત્યા ને ત્યા જ ઊભો રહ્યો ઘરના અણુએ અણુમા ભજનાનદનુ વાતાવરણુ જામી ગયુ હતું. તે ચુપચુપ બાજુમા બેસી ગયો. લાબે સમયે ભજન પૂરું થતા લોયણે અધબીડી આખો ઉઘાડી. જોયું તો સામે લાખો બેઠો હતો. તેણે બહુ જ ઠાવકાઈથી કહ્યું : 'પધારો લાખાજી, ક્યારે આવ્યા ?'

લોયણુના નિર્વિકાર શબ્દોમા લાખાને ફીકાશ જણાઈ. તેના ચહેરામા કે આખોમા હમેશની મસ્તી ન હતી. બોલાવ વામાં ઊર્મિ નહી, પણ પરાયાપણાનો રણકાર હતો, છતાં તે બોલ્યો : 'હજુ કાલ જ ખેપ કરીને આવ્યો, લોયણુ. આપણા માટે જોગવાઈ કરીને આવ્યો છુ. ઘરના આ વખતના ખેપ જોઈ રાજી થયા છે.'

'લાખા ! મારે હવે એવી જોગવાઈ નથી જોઈતી. હુ ઠેકાણે પડી ગઈ છું. તમો કોઈક આયરાણી શોધી લ્યો !'

'લોયણુ! આજે તને આ શુ થયુ છે? શું તારે સાધુડી થઈ જાવું છે ?'

'લાખા ! સાધુ થાવુ સહજ નથી મારા જેવી કુંવારી કાયા વેચવા તૈયાર થાનાર અધમથી સાધુ થવાય ? સાધુ

તો હજારો જન્મની સાધના પછી થવાય તો થવાય.'

લાખાને લોયણનો એક એક શબ્દ તીર જેવો લાગ્યો, સામી છાતીએ બરછીના ઘા ખમનાર લાખો આજે લોયણના આવા લૂખા શબ્દો સાંભળી ઘવાઈ ગયો. તેનો આતમરામ અકળાઈ ઊઠ્યો. તેને ન સમજી શકાય તેવું પોતાનાનાંથી સરી જતું જણાયું. તે સહજ ખિજવાઈને બોલ્યો: 'આ તું શું માંડીને બેઠી છે?'

'હું શુ માંડીને બેઠી છું તે તમે તમારી સગી આંખોએ જોઈ રહ્યા છો; પછી પૂછો છો શા માટે? હું શું કરું છું? હરિ–ગુરુ સંતના બતાવેલા ભાવે ધણીના ગુણ ગાઉં છું, અલખને લખસ્વરૂપે જોવા આરાધું છું. તમને સમજાશે નહીં, લાખાજી!

> કાશીનગરને મારગે લખ આવે ને જાય,
> સાધુ તણો સંદેશ ચૂલાંને કેમ સમજાય?
> રે લાખા! લોયણ અબળા એમ ભણે.'

'લોયણ!' ભાવનાની ભરતીના વહેણમાં ખેંચાતાં લાખો બોલ્યો: 'મને તારી આ રીતભાત ગમતી નથી. આવી રૂપાળી કાયા પર ધોળાં લૂગડાં વીંટવામાં મને અન્યાય જેવું લાગે છે.'

'ભૂલો છો લાખા, ભીંત ભૂલો છો. રૂપ તો મારા નાથની દીધેલી અમૂલખ ભેટ છે. અત્યાર સુધી તેને કલંકિત કર્યું. હવે તેને રંગેલાં લૂગડાંમાં ઢાંકીને વધુ કલંકિત કરવામાં આવે, તો મારા વા'લાની દયાનો દુરુપયોગ કર્યો કહેવાય. આવો લાખાજી! ભજન કરીએ. ધણીના આરાધનમાં ભાગીદારી રાખવી હોય, તો લોયણના હૈયામાં હજુ પણ તમારે માટે જગ્યા છે.'

લોયણની આંગળીઓ રામસાગર પર ફરવા લાગી. પ્રેમમસ્તીમાં મસ્ત લોયણ ગાવા લાગી :

'લાખા લોયણ અબળા એમ ભણે,
કૂંચી મારા ગુરુજીને હાથ;
ગુરુજી આવે તો તાળાં ઊઘડે...'

લાખાની અધીરાઈએ હવે માઝા મૂકી. પોતાની ચિરંસંગિની થવા નિર્માયેલીનો આજે તેને આ રામસાગર અને ભજનો વિયોગ કરાવી રહ્યા હતા. તે બોલ્યો : 'લોયણ, હું ભજનનો ભાગીદાર થવા નથી આવ્યો. હુ તો આવ્યો છું તારા રસસાગરમાં ના'વા. રસભોગી છું, રસભાગી છું. તારું તૂંબડું નીચે મૂક, નહીંતર મારે એને ફોડી નાખવું પડશે.'

મોહાંધ લાખાના શબ્દો સાંભળી જરાય થડકયા વિના લોયણ બોલી :

લાખા! દૂધે ભરી રે તલાવડી, મોતીડે બાંધી પાળ,
સૂગરાં હોય તે ભરી ભરી પીવે, નૂગરાં પિયાસા જાય.

'લોયણ!' લાખો બરાડો પાડી ઊભો થયો. 'હદ થાય છે. તારા માટે જુવાન આયરાણી મૂકી, કુળની લાજ મૂકી, તને મારી કરવા ચોરીઓ કરી, જોખમખેડ્યાં વડીલોની શેહ મૂકી, નાતજાતમાં હલકો પડ્યો. પારોઠનાં પગલાં સોણામાંય નહીં ભરનારો લાખો તારો ગુલામ થયો તેનું ફળ આ આપે છે?'

'લાખા! ઉતાવળ થાય છે!' રામસાગર બાજુમાં મૂકી લોયણ બોલી : 'કોઈ દિવસ નજર ઠેરાવી હૈયાના હેતે સંતદર્શન કર્યા છે? લાખા! મહાપુરુષની અમૃતભરી વાણી સાંભળી છે ખરી? આવો આવો, એકવાર આવો, સત્સંગ ગંગાનાં શીતળ નીર ઝીલવા આવો. એમાં અંઘોળતાં

અંગેઅંગની વેદના મટી જશે, લાખા! લોયણ તારી છે, લોયણને કોઈ લઈ જતું નથી, સમજ્યો? ઘણા દી ચોરી કરી, હરણાં-તેતર માર્યાં, ગરીબના ઘર લૂંટ્યાં, એકવાર મનના મૃગલાને મારનાર શિકારીને જોવા આવ. પાપના તાપને લૂંટનારા લૂંટારાના ટોળાના સહવાસમાં આવી લૂંટી જો તો ખરો કે કેવી મજા આવે છે?'

'લોયણ, ગાંડી લોયણ! લાખાને તારા વિના બીજું કાંઈ જ જોઈતું નથી નકામો ટળવળાટ મા, આપણે આજે જ પરણી જઈએ, હવે ઘડીયે બીજું ગમતું નથી.'

'ગમશે લાખા! જરૂર ગમશે' લોયણનાં હાડમાંસનો મોહ મૂકી હરિથી નેડો બાધ. આ નાશવંત કાયાના કૂડા રૂપમાં ઘેલા બનેલા આયર જુવાન! અલખધણીનો આશરો લે એ તારા ભવની ભાવઠ ભાગશે. મારા જેવી હજારો લોયણના પગે છુંદાતા રૂપનો મોહ તને જરાય ચડશે નહી. મલકના ખાવદની લગની લગાઠ. લોયણની લગનીમા મજા નથી. આ રૂપ કાયમ રહેવાનું નથી. લાખા, ઘડી બે ઘડીના સુખ સારુ કાયમની કાણુ કાં ઘરમા બેસાડે છે? જાગ, જાગ, રૂપના ઘેનમા ઘોરતા લાખા! લોયણ અબળા છે, પડિત નથી. મોહનવરને મારગે હુ જાઉં છું. મારો સાથ કરવો હોય તો હાલ, વીરા, આવો રૂડો સાથ મનેય નહી મળે.'

લોયણના છેલ્લા વેણે લાખાનુ કાળજું વીધી નાખ્યુ. કોઈએ બરછી હુલાવી હોય તેમ એને થયુ હવે લાખાએ પોત પ્રકાશ્યું: 'લોયણ, હુ લાખો છું હો! વિફર્યા પછી હું શું કરીશ એની મનેય ખબર રહેશે નહીં.'

લોયણે અટ્ટહાસ્ય કર્યું અને બોલી: 'લાખા! આવતી

જુવાનીના વસંતે ફોરતી, નાચતી અને એકવાર તારાં અંગમાં રાચતી લોયણને દીવા જેવું દેખાય છે અને તને દેખાતું નથી! હજુ તારી રૂપની ભૂખ ભાંગી નથી? આ સોનલવરણી દેહ લાખા! રાખ થાવા સરજાયેલી છે. લાખા! મારે તને સંસારના વહેણમાં વહેવા દેવો નથી. રૂપઘેલા આયર! આતમદેવને જો, જેને આધારે આ રૂપ ટકી રહ્યાં છે, શ્વાસ લેવાઈ રહ્યા છે.'

'લોયણ! તું આ કોના સામે બોલી રહી છે તેની તને ખબર છે?'

'હા, બરાબર ખબર છે. મારા લાખાની સામે બોલું છું. લાખા! પે'લાંની લોયણ મરી પરવારી છે. નવા અવતારે આવેલી લોયણનો નવી રીતે ગમે તો સંગ કરવા આવજે. સંસારની મમતા મૂકીને આવજે, રૂપના મોહને મનનો મેલ માની મૂકીને આવજે, મને તારી નાની બેન માનીને આવજે.'

લાખાના હૈયા પર વેણે વેણે હથોડા પડતા હતા. તે તેની ભાવનાનો ભૂખ્યો બોલતો હતો તેના પગતળેથી ધરતી સરકી જતી હતી. લોયણને સમજાવવામાં સાર નથી આમ નક્કી કરી તેણે બળનો ઉપયોગ કરવા ધાર્યું. લાખો આખરી ભાવ પર ગયો.

લાખાના હૈયાના ભાવો તેની આંખમાંથી જોઈ લોયણ બોલી · 'એકલી અબળાને હરાવવામાં મહોઈ નથી, લાખા! આ બહાદુરી બતાવવાનાં ઠેકાણાં નો'ય, મન મારવામાં ખરી બહાદુરી છે ઠીક, ઠાકરની મરજી.'

લાખે હાથ લંબાવી લોયણનો હાથ પકડ્યો તો તેનાં અંગેઅંગમાં કાળી લાય ઊઠી. તે પડી ગયો. લોયણ ઘરમાં ચાલી ગઈ.

૬

આજકાલ કરતાં લાખાને કોઢ નીકળ્યો. બાર વર્ષ વીતી ગયાં. લોકજીભે ચડેલ ચકચાર વિસ્મૃતિના પડદા પાછળ લપાઈ ગઈ. લોયણ હવે તો સામાન્ય લુહારકન્યા મટીને સંતસમાજમાં આદરપાત્ર બની હતી. તે ભજનો બનાવતી અને ગાતી. લાખા પાસે તે ક્યારેક જતી, પણ એ તો તેને સાંત્વન આપવા માટે જ.

સંત સેલણસી ફરતા ફરતા બાર વરસે દીકરીની સંભાળ લેવા આવ્યા. પિતા–પુત્રીનું હૃદયસ્પર્શી મિલન થયું. લોયણે સહજ ભાવે કહ્યું : 'બાપુ, બાર બાર વર્ષ થયાં લાખો કોઢથી રિબાય છે, તેને ઉગારો.'

'કરણીનાં ફળ હરિહરનેય ભોગવવાં પડે છે, દીકરી!'

'છતાં સમર્થ સતો ફેરવી શકે છે, બાપુ! સંતો લેખમાં મેખ મારે છે. લાખો નિર્દોષ હતો. દોષિત તો હતી તમારી લોયણ. તેણે તેના ઉપર રૂપની ભૂરકી નાખી તેને ગાંડો બનાવ્યો હતો. પુરુષો બિચારા સ્ત્રીજાતિના રૂપમાં રહેલા મીઠા ઝેરને સહેલાઈથી સમજી શકતા નથી. તે ઉપર ને ભીતર એક ગણી તેને મેળવવા મથે છે અને મળ્યા પછી પોતાને કૃતકૃત્ય થયા માને છે સમય જતાં તેમની ભ્રાંતિ ભાંગે છે કે ઉપરથી સુંદર દેખાતું રૂપ ભીતરમાં ભયંકર છે. ઝેરની વેલડીના છાંયડા આખરે મોતને ભેટાડે છે. પણ તે આ બધું જાણે છે ત્યારે બહુ જ મોડું થયું હોય છે. મારા પરની કૃપાને લઈને પણ લાખાનો રોગ દૂર કરો. લોયણની ચાહનાનાં ફળ કોઢ નો'ય, બાપુ!'

'કાલે લાખાને ભજનમાં લાવજે. બેટા, સંતચરણની

રજથી રોગ મટશે. લાખાની ભવની ભાવટ ભાંગશે. જુગજુગ-જૂની રૂપની ભૂખે ભાંગી જશે.'

લોયણ લાખાને ઘેર આવી. કોઢથી વાસ મારતા તેના દેહ પાસે બેસી બોલી : 'લાખા ! બહુ વેદના થાય છે ?' પરિચિત અવાજ સાંભળી લાખે આંખો ઊઘાડી. જોયુ તો સફેદ ચાદરમાં વીંટાયેલો હાથ અને ગળાને તુલસીની માળાથી અને કપાળને ગોપીચંદનથી શોભાવેલી લોયણને જોઈ તે બોલ્યો : 'લોયણ ! કરણીનાં ફળ લાખો ભોગવે છે. હવે તો ધણી મારો છૂટકો કરે તો સારું. બહુ વેદના ભોગવી થાક લાગ્યો છે. કાયા પડે તો ઠીક. ગરીબ પર દયા કરી તેનો જલદી છુટકારો થાય તેમ કર.'

'લાખા ! છુટકારો તો ધણી ધારે ત્યારે થાય. આજે વધામણી દેવા આવી છું. ગુરુ સેલણસી પધાર્યા છે.' આટલું બોલતી લોયણ તેની સાવ નજીક ગઈ અને માતૃભાવે લાખાના કોઢિયેલ શરીર પર હાથ ફેરવ્યો. લાખાના દેહમાં શાંતિનો સંચાર થયો. કોઢનો દાહ જતો રહ્યો. 'તારે ત્યાં આવવું છે ? આવીશને !'

'હા, જરૂર આવીશ લોયણ ! મારાં એવા ભાગ્ય કયાંથી કે ગુરુ સેલણસીના દર્શન મને અભાગિયાને થાય !'

લોયણ જવા ઊઠી અને જતાં જતાં લાખાને ભજનમાં મોકલાવવા ઘરનાને કહેતી ગઈ.

વચન પ્રમાણે લાખો ભજનમાં આવ્યો. આજે એના દેહમાં દાહ ન હતો, અંતરમાં ચિંતા ન હતી. લોયણનો ભાવભીનો હાથ અડતાં જ તેનો કોઢ દૂર થયો હતો. ભજન ચાલુ થયાં. આજ તો લોયણે જ ભજનો ગાવાં એમ ગુરુની આજ્ઞા થઈ. તેને રામસાગર આપવામાં આવ્યો. ભવના બેરુ

થવા તૈયાર થયેલા એકવારના પોતાના દેહના પૂજારી લાખાને ઉપદેશ આપતા લોયણે ભજન ગાવાનો આરંભ કર્યો. લાખાને સંબોધી તેણે એક રાતમાં એકસોચુંઆળીશ ભજનો ગાયાં. ઉત્તમોત્તમ વેદાંતના તત્ત્વને સમજાવતાં ભજનો તેણે ગાયા: દેહ, જગત, વાસના, બ્રહ્મ, બ્રહ્મપ્રાપ્તિના ઉપાય, જીવ–ઈશ્વરના ભેદ, અભેદ વૃત્તિ, માયા, માયાનું કાર્ય, મહાવાક્યની શક્તિ, તત્પદ, ત્વંપદ, અસિપદ, લક્ષણાવૃત્તિ, અહંકારમય ભક્તિનું સ્વરૂપ, સાધુનાં લક્ષણ, સદાચાર વગેરે અનેક વસ્તુઓ ગૂંથી ગૂંથી અભણ લુહારકન્યાએ ગુરુકૃપાથી ભજનો ગાયા. લાખો લોયણવચને સિદ્ધ થયો. તેની કાયા કંચનવરણી બની ગઈ.

ભજન પૂરા થતા લાખો ગુરુ સેલણસીના ચરણમા નમ્યો. સેલણસીએ તેને શિષ્ય બનાવ્યો અને કહ્યું: 'લાખા! દેહના બળ કરતા આત્માના બળ અનોખાં છે, તે સમજાયું ને?'

સંતમંડળે જયનાદ કર્યો. લાખો અને લોયણ હવે સાચી રીતે એક બન્યા. ભક્તિને માંડવડે આત્માના લગ્ન થયાં.

## ૨ : સંત રૂપાંદે

મા'રાજ ઊગમણી કોર કાઢે ત્યારથી ઠેઠ માથે આવે ત્યા સુધી ધારવો રામસાગરમા વડલાને છાયડે ભજન ગાતો. રૂપા ખેતરના રખોપામાથી નવરી પડતી ત્યારે ડોકિયાં કાઢી જતી. એને ભજન ગમતાં કયારેક કયારેક સૂર પણ પુરાવતી.

ધારવો વણચૂક્યો આવતો, વણથક્યો ગાતો અને વણલાલચે સાંજ થતા પછેડી ખભે નાખી રામસાગરને બગલમા દબાવી ઘેર જતો. તે કોઈની પાસે માગતો નહીં.

જરૂર વિના વાતચીત કરતો નહીં. ગમે તેટલી લાલચ આપે તોય કોઈને ત્યાં ગાવા જતો નહીં. એને તો ભલો વડલાનો છાંયો અને ભલો પોતે. નાના મંજીરા ને રામસાગર એના જીવનસાથી હતા.

'તમે ભજન બહુ સારાં ગાઓ છો, મને શીખવશો?' એક દિવસ રૂપાં ધારવાની પાસે બેસીને બોલી.

'બેન, શીખવ્યું શીખવાતું નથી, લખ્યું લખાતું નથી અને વાંચનારથી વંચાતું નથી. અલખના ઘરની વાણી તો પૂરવ ભવની કમાણીએ ગમે અને ગળામાં બેસે.' ધારવે કહ્યું.

ફરી રૂપાં બોલી: 'તમને કોણે આ બધું શીખવ્યું?'

'હૈયાની ઉકલતે, બહેન. માયલાના હુકમ પરમાણે બોલવું. ઈ ગવડાવે તો ગાવું અને રોવડાવે તો રોવું. એની કરામત એની પાંહે છે. અલખ! અલખ!! અલખ!!!'

'તમે કેવી નાતે છો?' રૂપાંએ બીજો પ્રશ્ન કર્યો.

'બેન! ચમાર છું, બાપુ, તમે ચામડિયાથી ઓળખો છો ઈ, નાતે.'

'ના ના, હો, તમે એવા તો નથી લાગતા. મને તમારી પાસે બેસવું ગમે છે. તમારાં ભજન જાણે રાત-દી સાંભળ્યા જ કરું.'

'તો ભલે બેન, સાભળવા આવતી જજે, બાપ! આ તો ગંગાનો પરવાહ છે, નવાય ઈ નાય. કાગને હંસ કરે એવાં નિરમળાં નીર છે.'

રૂપાંને ભજન સાંભળવાનો રંગ લાગ્યો. દરરોજ તે ખેતરે આવે અને મધ્યાહ્ન સુધી સાંભળવા બેસી અર્થો જાણી હૈયાના હાટડામાં રખાય તેટલા રાખે. વીણીવીણીને બોલેબોલ સાચવવા મથામણ કરે, છતાંય ઘણું રહી પણ જાય.

દિવસો જતાં રૂપાંએ જુવાનીમાં પ્રવેશ કર્યો અને આંખો પર ન સમજાય તેવો ભાર જણાવા લાગ્યો. શરીરના ભાગો મર્યાદાનાં ઢાંકણ માગવા લાગ્યા. એકવડી દેહલતા બેવડાવા લાગી. તેના બાપે ખેતર આવવા મના કરી. માતા ઘરકામ નાં શિક્ષણો આપવા લાગ્યાં. અલ્લડ રૂપાં કોઈનુંય માનવા તૈયાર ન હતી. એ તો દિવસમાં એકવાર પોતાના ખેતરે જાય. વૃદ્ધ ધારવાનાં ભજનો સાંભળે ત્યારે જ એને તૃપ્તિ થાય. મનથી ચામડિયા ધારવાને ગુરુ માન્યા.

'બાપુ! હવે ગામમાં ચાલો તો? તમારી વૃદ્ધ કાયા રોજનો પંથ કરી શકે તેવી નથી.'

'રૂપાં!' ભગતજી ધીમું હસીને કહેતો, 'આખુંય જગત મારા નાથની રચના છે. મારામાં, તારામાં, જડમાં, ચેતનમાં બધેય ઠેકાણે એ જ છે. આ ધણીના ખેલ છે બેન! તારી ચૂંદડીના તાણાવાણાની જેમ આખાય મલકમાં એ વણાઈ ગયો છે.'

રૂપાંમાં વા'લાના નામનો વિશ્વાસ જામતો ગયો. ભગતને કોઈ ને કોઈ સાંભળનાર મળી રહેતા, કોઈ ન હોય તો દૂર દૂર બેસી સાભળનાર મૃગલાં અને એથીયે વધારે ચંચળ–રૂપાં તો હોય જ. મૃગો અને રૂપાં એવાં તો મસ્ત બની જતાં કે તેઓ પોતાપણું ભૂલી જતાં.

રૂપાં હવે માબાપથી ઉપરવટ થઈને આવતી. એકાદ ચોહાર સાંભળીને ચાલી જતી. આ વાત માતા ઢંકાય ત્યાં સુધી ઢાંકતી.

ઝાલાવાડની કાળોઢી ગયેલી ધરતીના પરથાર પર રંગબેરંગી સાથિયા પુરાયા હોય, એવા ગાલેપોરે બાજરી અને નીઘલતી જુવારનાં ખેતરો લહેરાતાં હતાં: જાણે જગ-

સાથ પંડિતને પગથિયાં ચડી નવરાવવા જતી ગંગાના હિલોળા ન હોય? મારાંજ શણેકવા ચડ્યા હતા. ભાતીગર ચૂંદડી હવામા ફરકાવતી રૂપા આવી. ધારવે તેને જોઈ અને તે બોલ્યો, 'રૂપા! દીકરી, ધરતીમાતાએ કેવા નવા વેશ સજ્યા છે! ઝાડ પર પક્ષીઓ કેવો કિલ્લોલ કરી રહ્યા છે! બહેન, આજ તો તું જ ભજનો ગાને. બાપ, હવે તો મારો કંઠ કામ કરતો નથી. જરાના મારે હાડેહાડ ભાગી ગયા. હવે તો આ અળખામણી કાયા પડી જાય તો સારું.'

'બાપુ! એક ચોહાર નરી બપોર સુધી ગાઉં, પણ મને ગુરુમંતર આપશો? મને સત્‌ના મારગ સમજાવશો?'

'દીકરી! 'રામ રામ' કરજે. બેટા, એથી મોટો કોઈ જ મંતર નથી. તમે તો ઊંચી જાતના છો, હું ચમાર તમને શું મારગ બતાવું? પણ એક વાત ભૂલીશ મા, બેન! પાપ કરનાર પાપી જેટલા પાપ કરે તેટલા બધાય પાપ એક જ વાર ધણીનું નામ નરસે થઈ લેવામા બળી જાય છે. જેટલી તેવડ અલખના નામમા પાપો બાળવાની છે એટલી તેવડ માનવોમા પાપ કરવાની નથી, સમજી?'

नाम्नोऽस्ति यावती शक्तिः पापनिर्हरणे हरेः।
तावन् कर्तुं न शक्नोति पातकं पातकी जनः॥

'હા બાપુ, બધુય સમજી, તમો ક્યારેક ક્યારેક ભજન ગાઓ છો કે,

બાપુ, અમને પુરા રે......મળે તો રાખુ રેડીયે રે,
અધૂરિયાને ન કઈ દિલની વાત રે... બાપુ

ગુરુજી! પૂરુ શું? કેમ થવાય? અધૂરિયા કોણ? મારે પૂરું થાવું છે. અધૂરિયાનો સથવારો નથી કરવો. મને પૂરાનો પંથ બતાવો.' રૂપાએ રામસાગર ખોળામાં લેતા લેતા કહ્યુ.

ધારવે આંખો ઉપર હાથની છાજલી કરી રૂપાંના ખીલતા ચહેરા પર એકવાર નજર નોંધી. તે હસી પડ્યો અને બોલ્યો: 'પહેલી વીશીમાં પગ મૂકતી દીકરી, તારો અભણિયો ગુરુ પૂરાં ને અધૂરાંના ભેદ કેમ કરી સમજાવે બાપ! ભજન કરતી રહે, જે નામના પરતાપે પૂરું થવાશે.'

'બાપુ, કહે છે: ભગતિ કરનાર પરચાઈત બની જાય છે. ઠાકર એનાં દોડીદોડીને કામ કરે છે.'

'રૂપાં, પરચા એ તો પીડા છે. હૈયાહોળી માનવીને થાય છે. માનવી માટે જીવલેણ રોગ ગણાય છે તેવી વાત પરચાની છે. પરચાઈત ભગત નથી, જાદુગર છે. બેન, જોજે ઈ મારગે જરાય મન દેતી.'

ધારવાના વચનના વિશ્વાસે રૂપાં નામસ્મરણ કરવા લાગી. જે નામે ધ્રુવ અને પ્રહ્લાદ બાળક છતાં વિજય મેળવી ગયા, બરાબર એ જ ભાવે એટલા જ વેગથી રૂપાં નામસ્મરણ કરવા લાગી.

૨

માબાપથી ઉપરવટ થઈ રૂપાં આજ ખેતર રખોપું રાખવા આવી હતી. માંચડા પર બેસી ભજનો લલકારતી તે ઈશ્વરી રચનાને આંખો ભરી ભરી જોતી હતી. આથમણી દિશામાં ડૂબવા તૈયારી કરતો સૂરજ રૂપાંનાં મોં પર સોનેરી કિરણો ફેંકી એના રૂપમા નવા રંગ પૂરતો હતો. એવામાં પાંચેક ઘોડેસવાર આવીને ખેતરમાં પેઠા. પાકેલો બાજરો નકામો ખૂંદાતો જોઈ રૂપાં નીચે ઊતરી અને ગુલાબી મોં સહજ રતુંબડું કરતાં બોલી: 'તમે કોણ છો? અમારું હર્યુંભર્યું ખેતર શા માટે ખૂંદી બગાડો છો? ગરીબની વરસની મહે

નત બગાડતાં તમને શરમ આવતી નથી?'

'બાઈ, જરા મર્યાદા જાળવી બોલો. અમારી સાથે માર વાડના રાજકુમાર છે. ઠાકોર માલદેવજી છે. અમો આ દેશ જોવા નીકળ્યા છીએ. અમારો શિકાર તમારા ખેતરમાં ગયો છે, તેને શોધવા જઈ રહ્યા છીએ,' આમ કહી ઘોડેસવારો ખેતરમાં જવા લાગ્યા.

'સબૂર! ખેતરમાં જતાં યાદ રાખજો કે આ ગોફણમાંથી છૂટેલો પથરો તમારામાંના એકાદને વાગી જશે તો મારવાડ દૂર થઈ પડશે.'

રૂપાંનો અવાજ, રૂપ અને બોલવાની છટા જોતાં માલદેવ ઘડીભર રૂપાં સામું તાકી રહ્યો. રૂપાં બેદરકારીથી હાથમાં ગોફણ ફેરવતી ખેતર તરફ જવા લાગી.

'અરે ઓ બાઈ! જાઓ છો ક્યાં? અમારે તમારા ખેતરમાં જવું જ પડશે અને જે નુકસાન થશે તે પૈસા ભરપાઈ કરી આપીશું. અમારી આજની મહેનત બરબાદ જાય છે.'

આ સાંભળી સહજ ગરદન ફેરવી રૂપાં બોલી: 'દુનિયાનું ભરણપોષણ ભગવાન હજાર હાથવાળો કરે છે. તેમાં તમે નુકસાની ભરી આપનાર કોણ? ઠાકોર! તમે તમારું પોતાનું સુધારો એટલે ઘણું છે તમો જે તેવડની તાકાતે નુકસાની ભરપાઈ કરવાનો વાતો કરો છો એ તમારી તેવડ જ ખોટી છે. અને સાચી હોય તો બહુ જ થોડી છે. શું તમે વરસાદ વરસાવી શકો છો? ધાન પકાવી શકો છો? રાત અને દિવસ, શીળાં અને ઉગ્ર તેજ તમો પાથરી શકો છો? જમીન માં હીરા-સોનું અને વણમૂલી ધાતુઓ તમે સરજી શકો છો? માનવીના બુઢાપાને, રોગને, મરણને તમે રોકી શકો છો? જો તે કરી શકતા હો તો રૂપા ખેતરની નુકસાની ભરી

આપવાનુ માને પુષ્પોમા ફેલાતી સુગધ, ઝરણામા ખળખળ વહેતા પાણી, આનદથી નાચતા વનપશુઓ, ઝાડ પર કિલ્લોલ કરતા પક્ષીઓ, આ બધી વિભૂતિઓ તમારી પાસે છે? છતા ઊભા રહો, તમારો શિકાર હુ લાવી આપુ છુ ' આમ કહેતી રૂપા બેદરકારીથી ખેતરમા ચાલી ગઈ અને થોડી વારે ઠાકોરના ઘોડા આગળથી ભાગ્યા જતા વાઘને કાન પકડી લાવીને આગળ ઊભો રાખ્યો

ઠાકોર અત્યાર સુધી તો રૂપાની જુવાનીના આગણા અજવાળતા રૂપ પર જ મોહ પામ્યા હતા, પણ જ્યારે તેણે વાઘને પકડી સામે લાવી ઊભો રાખ્યો, ત્યારે તો આ મોહ કોઈ જુદા જ સ્વરૂપમા પલટાઈ ગયો અને સાથે અનેકગણો વધી ગયો

'લો તમારો શિકાર, આ કે બીજો છે? એક પ્રાણી પાછળ પાચ પાચ હથિયારબધ માનવીઓ સવારથી સાજ સુધી ચાથડાઈ રહ્યા છો તે શિકાર કરવા નીકળ્યા છો?'

રૂપાના ગોરા ગોરા ગાલમાથી નીકળેલા મહેણા પણ ઠાકોરને મીઠા લાગ્યા અને બોલ્યા 'તમારુ નામ?'

'રૂપા' બેદરકારીથી ટૂકો જ જવાબ આપી રૂપાએ વાઘને છોડી મૂકયો

'તમારા લગ્ન થયા છે?'

'તમારે શા માટે પૂછવુ પડે છે? લગ્ન થયા નથી અને કરવાય નથી'

ઠાકોરને જવાબ તોછડો લાગ્યો, છતા ગમ્યો શિકારી ઠાકોર જાતે જ શિકાર બની બાજુના ખેતરવાળાઓ પાસેથી તમામ માહિતી મેળવી રૂપાના પિતાના ઘર તરફ પોતાના સવારો સાથે રવાના થયો

3

રૂપાં વઢવાણના રજપૂત કેસરી મોરીની દીકરી હતી. મોરી ઘરખેડુ છતાં ઉદાર અતિથિપૂજક અને પોરહેલ આદમી હતો. વસ્તારમાં તેને માત્ર આ એક દીકરી જ હતી. બેત્રણ સાંતીની જમીન ઘેર ખેડતો. એકાદ સાથી ઉપરાંત જાતે તમામ દેખરેખ રાખતો.

વઢવાણમાં ત્યારે કોઈ જ રાજા ન હતો. ઝાલા હજી પાટડી મૂકી કૂવા સુધી માંડ આવ્યા હતા. જાડેજા કચ્છમાં જ હતા. થોડા દિવસો મુસલમાનોએ કિલ્લો સાચવ્યો, પણ ભોગાવાની ભોમકા ભોગવવી ભારે પડતાં તેઓ તીતરવીતર થઈ ગયા. ગામના માથાભારે રજપૂતો કોઈ નોય ગજ વાગવા દેતા ન હતા. દ્વારકાની યાત્રાના બહાના તળે નીકળેલા જોધપુરના ફટાયા માલદેવના ખ્યાલમા આ વાત આવતાં શિકાર નિમિત્તે ભોગાવાના કિનારા પરનાં ગામોની વ્યવસ્થા જોવા નીકળ્યા હતા; કારણ કે તેમને સિંધની સરહદ પરનો અપાયેલો વિભાગ તદ્દન સૂકો અને વેરાન હતો; તક મળી જાય તો સૌરાષ્ટ્રનો એકાદ ભાગ ઝડપી ત્યા રાઠોડરાજ સ્થાપવું. પરંતુ અહીં આવ્યા પછી એ આશા નિરાશાના રૂપમાં ફેરવાઈ ગઈ. રૂપા મળતાં પાચેય સવારો તેના પિતા મોરીના ઘેર આવ્યા.

ઘેર પહોંચતાં જ સાથેના સવારોએ ઓળખાણ આપી મારવાડના કુમાર પોતાને ઘેર આવ્યા જાણી મોરી રાજી થયો અને ઢોલણી બિછાવી, તેમના પર બેસાડી દેશકાળ પ્રમાણે સ્વાગત કરી નમ્રભાવે બોલ્યો: 'રાવળજી! આજ મારાં ધન્યભાગ્ય, સોનાનો સૂરજ ઊગ્યો. મારે ત્યાં મારુરાજના

ભાઈ મે'માન. ચકલીના માળે ગરુડરાજ. કહો કોઈ કામસર પધારવું થયું છે?'

ઠાકોરે ખેતરમાં જોયેલી રૂપાંનું માગું મોરી પાસે નાખ્યુ. મોરી બોલ્યો: 'ઠાકોર, કયાં આપ અને કયાં હું? મારું ગજું શું? મારવાડની જાનને પાણી પાવાનીયે મારી શક્તિ નથી. કદાચ એ વાત જવા દઈએ તોપણ રૂપાં પરણવાની વાત નીકળે છે ત્યારે સાફ સાફ કહે છે કે,

'પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો;
રંડાપાનો ભય ના'વે.........રે મોહન પ્યારા.'

આપના રાજદરબારમાં આવું પાલવશે?'

માલદેવજી બોલ્યા: 'હા, તમારી દીકરીને અનુકૂળ રહી અમારી રાજરીતો એને શીખવીશું. મોરી, જે સામેથી માગું લઈને આવે તે પૂરો વિચાર કરીને જ આવે. તેમની ગમે તેવી ટેવોની બરદાસ કરવામાં કચાશ રાખવામાં નહીં આવે.'

થોડીવારે રૂપાં આવી. ખેતરમાં જોયેલા મહેમાનોને જોઈ તે તમામ ભાવ સમજી, ઘરમાં ગઈ અને માના ખોળામાં માથું નાખી ભીની આંખોએ બોલી: 'મા, તમે આ શું કરી રહ્યાં છો. મારે પરણવું નથી. મને પૂછ્યા વિના જો ને હા કહેતાં. માડી, કહી દે, રૂપાં ના કહે છે.'

'રૂપાં!' મા સત્તાવાહક અવાજે બોલી, 'કુળમર્યાદ સમજ્યા વિના દીકરીની જાત ગમે તેમ લવરી કરે તે પરવડે? આપણે રજપૂત છીએ. તને લાડથી ઉછેરી, હા એ હા કહી, દીકરાની ખોટે તને દીકરો માન્યો. તેનો બદલો આવો આપે છે? તારાં ધન્યભાગ્ય માનને! મેવાડના કુમાર જાતે સામે હાલીને માગું કરે છે. તું જોધપુરની ઠકરાણી બનીશ.'

માતાની આંખો બદલાઈ ગયેલી જોતાં રૂપાં રડી પડી અને બહુ જ ધીમેથી બોલી : 'મા, જોધપુરના ઠકરાણાનું પદ માનવજીવનથી પણ મોંઘું છે? છતાં તારી મરજી એવી જ છે તો બહાર જા અને ઠાકોરને મારી શરતો સંભળાવ! આ શરતો કબૂલ હોય તો હું ઠાકોરના માગાને મંજૂર કરીશ, નહીંતર તારે ઉંબરે મરીશ, જેમ ઉમા પ્રજાપતિના યજ્ઞમંડપમાં મૂઆં હતાં તેમ.'

આ અવાજ રાવળજીના કાન પર અથડાતાં તે જ બોલ્યા : 'બોલો, શી શરતો કરવામાં આવે છે?'

'માતા, મારી વતી રાવળજીને કહે કે મીરાંને રાણાજી પરણ્યા હતા તેવું આ પરણેતર છે. ઠાકોરે હૃદય મોટું રાખવું પડશે. હું ભજન ગાવાની, સાધુસંતો સાથે બેસવાની. પાછળથી રાજખટપટની રમત રમવી પડે એ કરતાં અત્યારે જ સ્પષ્ટ થાય તે સારું. બીજું, મારે એક ગુરુ છે. તે જાતે ચમાર છે, તેનું નામ ધારવાજી. તેને સાથે લેવા પડશે. એને હું પૂજ્ય માનુ છું.'

મોરી અને તેમનાં પત્ની ધારવાની વાત સાંભળી થડકી ગયાં. આવી શરત રાવળજી પાળે જ નહીં. મોરી બોલ્યો : 'શું ચમાર તારો ગુરુ? અમને તો આ વાતની ખબર પણ નથી!'

'પિતાજી!' રૂપાંએ સાદીસીધી ભાષામાં કહ્યું : 'ભક્તિમાં નાતજાતના ભેદ હોતા નથી. जांति पांति पूंछे नहीं कोई हरिको भजे सो हरिका होई । રોહીદાસ ચમાર હતા. ચોખામેળા મહાર હતા. કબીરજી વણકર હતા. આ બધા જાતિવાદના ચકરાવાથી પર ગણાય. તેમનામા રહેલી ભક્તિએ તેમને ઉચ્ચ કોટિમાં મૂકયા હતા.'

પિતા–પુત્રીની વાતમાંથી રાવળજીએ સાર તારવ્યો કે, આવા બુઢ્ઢાને એકાદ ઝૂંપડીમાં બહાર રાખવામાં આવે, તો ખાસ હરકત જેવું નથી. જાતે ચમાર હોવાથી દરબારમાં આવવાજવાને કોઈ કારણ નથી.

રાવળજી બોલ્યા, 'સારું', મને તમામ શરતો મંજૂર છે. ભલે તેમના ગુરુ સાથે આવે.'

રૂપાંએ પરણવા હા કહી. માતપિતા રાજી થયાં અને શુભ મુહૂર્ત જોવડાવી પુત્રીને રાવળ માલદેવજી સાથે લાડકોડથી પરણાવી. સંબંધીઓ રાજી થયાં. ઠાકોરે પણ ખર્ચ કરવામાં કચાશ રાખી નહીં. મોરીએ કરિયાવર–દહેજમાં સર્વસ્વ આપી વાહવાહ કહેવડાવી.

ત્રીજે દિવસે વહેલમાં રૂપાં અને પાંચ સવારો મારવાડને મારગે ચાલવા લાગ્યા. પાછળ નાની ગાડી ધીમે ધીમે ધારવા ગુરુને લઈ ચાલતી હતી.

૪

ગઢમાં ગયા પછી રૂપાંને ખબર પડી કે ઠાકોરને ચંદ્રાવલી નામે બીજી ઠકરાણી છે. એક કુંવર પણ છે. રૂપાંના મોટા મનમાં જરાય ઈર્ષા વસી નહીં. એણે એ વાત પણ ઉચ્ચારી નહીં કે ઠાકોર, વઢવાણમાં આ વાત તો કરવી હતી!

ધીમે ધીમે રાવળનો પ્રેમ રૂપાં પર વધવા લાગ્યો.

નવાં ઠકરાણાં પરના પ્રેમની ગોલિયુંના મોંયે વાત સાંભળી સાંભળી ચંદ્રાવલી સળગવા લાગી. રજવાડી રીતનાં બંધને મનની આગ મનમાં જ ધમધમતી રહી.

મારવાડમાં બીજના પર્વને બહુ માનવામાં આવે છે. રૂપાં દર અજવાળી બીજે ગુરુને આશ્રમે જતી. રાતે ભજન

ગાતી. સમય જતાં થોડા હરિજનો તેમાં આવતાજતા થયા હતા. રૂપાંને આ વાત વધુ ગમવા લાગી.

ગુરુનાં ભોજન, સેવા–ચાકરી અને આવ્યાગયા અભ્યાગતને રોટી વગેરેનો તમામ પ્રબંધ રૂપાં તરફથી થતો હતો. રૂપાં હવે રજપૂતને ખેતર રખોપું રાખતી રૂપા માત્ર ન હતી, આજે તો તે મારવાડના ફટાયાની પરણેતર ઠકરાણી ગણાતી.

રાજમાં રહેતાં છતાં તેને શ્વાસે શ્વાસે, અખંડ જપ ચાલતો. યુવાવસ્થા, સુંદર દેહ, રાજવૈભવો, રાવળજીની પૂરી કૃપા, આટલુ છતાં રૂપાં જળ–કમળના ધોરણે જીવતર જીવતી.

આજે અષાઢી બીજ હતી. રાત જામતી હતી. આભના ઓવારે ચારે તરફના વાદળો સામટાં દાતારના આંગણામાં માગણો ભરાય તેમ જામતાં હતાં. ઝીણી ઝીણી ઝબૂકતી વીજળી અને ઘેરી ઘેરી મેઘગર્જના અષાઢના રૂપમાં વધારો કરતાં હતાં. આ વખતે રૂપા શૃંગાર ધારણ કરવા લાગી. આ જોઈ એક દાસીએ ટકોર કરી, 'બા, ઠાકોરે તો કહેવડાવ્યું છે કે, આજે તેઓ ચંદ્રાવલીના મહેલે પધારવાના છે.'

રૂપાં હસી પડી અને વિશ્વાસપાત્ર દાસીને ખભે હાથ મૂકી બોલી, 'ગાંડી, ભૂલી ગઈ? આજે થાવરનો બીજ છે, ગુરુને ત્યાં ભાયલાં ભેળા થવાના છે. માઝમરાતનો જામો જામવાનો આજે નુરજનીમા. અલખને આરાધવા એકમનાંનો સંઘ મળવાનો છે.'

'બા, એ તો હું ભૂલી જ ગઈ હતી! માફ કરજો, એક વાત કહેવા મન થઈ આવે છે, કહું?' દાસી બોલી.

'કે' ને, એમાં માફ શું કરવું હતુ?' રૂપાંએ હસીને

કહ્યું. 'વા'લાના ગુણ ગવાતા હોય ત્યાં સત્પુરુષોનાં દર્શને જાવું, આમાં શૃંગાર ધરવાની કંઈ જરૂર!'

'ગાંડી રે ગાંડી, સાવ ગાંડી. પતિને રીઝવવા હોય ત્યારે કેટલા શૃંગાર આપણે ધરવા જોઈએ?'

'સોળ.' દાસી બોલી.

'તો પછી પતિનાય પતિ જગતપતિને રીઝવવા કેટલા શૃંગારો સજવા પડે? એનો કદીયે વિચાર કર્યો છે?'

રૂપાના થનગનતા હૈયાનો રણકો દાસી પારખી શકી નહીં; એટલે સત્તાવાળાં સામે ઝાઝી જીભાજોડી સારી નહીં, આમ મન વાળી મૂંગી રહી; પરંતુ જ્યારે રૂપાં બહાર જવા થાળ ઉપાડવા લાગ્યાં ત્યારે તેનાથી રહેવાયું નહીં, એટલે બોલી, 'બા, ઠાકોરને ખબર પડશે તો?'

'તો શું કરશે?' હસતે ભાવે રૂપાં બોલી.

'બા, તમોને તો ઠીક, પણ મારા ગરીબનું રજક જાય. આજકાલ ચંદ્રાવલાબાના બાતમીદારો રજેરજની દેખરેખ રાખી ઠાકોરના કાન ભંભેરે છે. દરેક બીજે તો વહેલાં દર્શન કરી આવો છો?'

'આજે થાવરની બીજ છે. આજ તો મહોત્સવ મોટો ગણાય. ઠાકોર કરી કરીને શું કરશે? આ માયાને દેહ ઉપરથી ઉતારી લેશે એ જ કે બીજું? એવી મરણની બીકે સત્પુરુષોની સંગત મૂકી નહીં દેવાય સમજી? ધણીના આરાધનમાં 'મરણ જે આગમે તે મોજું માણે' નો નિયમ છે. દેહનો ધણી દેહ વિના બીજું શું લઈ શકે!'

દાસી જીવનમાં આજે નવું જ સાંભળતી હતી. રૂપાંમાં આટલી હદ સુધીની નિર્ભયતા હશે તેની તેને સ્વપ્નેય

કલ્પના નહોતી.

'બા, ચમારને ઘેર ગમે તેની સાથે બેસીને રાતભર ભજનો ગાવાં, આ બધુ મને તો રુચતું નથી.' દાસી નથી કહેવુ એમ ધારતી હતી, તોપણ હૈયાની વાતો હોઠ પર આવી બહાર સરકી પડી.

દાસીના પાછલા શબ્દે રૂપા જોરથી હસી પડી. પછી સહજ ગંભીર બની બોલી: 'મારી બેન, અગમપંથનાં પંથીજનો જ અગમના ભેદ સમજી શકે છે. તારું આ કામ નથી. હું જ્યાં જાઉં છું ત્યા ભીતિ, ભેદવાદ, વાડાઓ આવી શકતા નથી. દુનિયાના ડાહ્યાઓની અક્કલને ત્યા આવવાની રજા નથી. અલખના લખ સ્વરૂપના આરાધનમાં તારા ઠાકોર પણ શું જાણે? અને જાણ્યા વિના શું માણે? ખરું કહું તો આજે ઠાકોર સાથેના કરારોના પારખા થવાનાં છે, સાથે ઠાકોરનાય ખરાં.'

આમ કહી દાસીને ઓરડા સાચવવા ત્યા જ મૂકી રાવળજી પૂછે તો સાચુ જ કહેવાની ભલામણ કરી રૂપાં ગુરુ દ્વારે હૈયાના હેતે ભાવની ભરતી સાથે ઊછળતી ઊર્મિએ ઉમંગના પ્રવાહમા ખેચાતી અગમ્ય પ્રેરણાએ આગળ વધવા લાગી.

ચંદ્રાવલીના હૈયા સમું પ્રગાઢ અધકાર જામ્યું હતું. ધીમી ગાજવીજ સાથે રાતરાણી શ્યામ વસ્ત્રે પતિદેવ સાથે કૃપણાભિસાર સેવતાં હતા. રૂપા દોડી, બજાર અને ગામ-ગઢના દરવાજા વટાવી આગળ ગઈ કોઈયે અટકાવનાર-પૂછનાર મળ્યું નહીં. રૂપા આ બધું હરિ-ગુરુ સંતની દયાનું પરિણામ માનતી હતી.

૫

મધરાત્રિએ ચંદ્રાવલીએ ઠાકોરને જગાડી કહ્યું: 'ઠાકોર, આવડી ઊંઘ પરવડશે નહીં. મારા રાજ, એકનો એક દીકરો ભીખ માગતો થઈ જશે. કોઈક ચઢી આવ્યુ તો રાજ ઘડીના છઠ્ઠા ભાગમાં પરાયા હાથમાં સરી જાશે.'

રાવળ ઝબકી જાગતાં અર્ધજાગ્રત અવસ્થામાં બોલ્યો: 'મને કેમ જગાડ્યો? સવાર થઈ ગયું?'

'સવાર તો નથી થયું, પણ હવે થવા બેઠું છે. જરા ભંગડાનાં ટોળાંમાં જઈ જુઓ તો ખરા કે, તમારાં નવાં ઠકરાણું તેમની વચ્ચે કેવાં નાચે છે! કૂદે છે! આંખો ઠારવી હોય તો પહોંચો ત્યાં. લોકનિંદા તો જાણે ઠીક જ છે. મારો ઠાકોર નવા મોહના ઘેનમાં બધું જતું કરે છે, પણ પૂર્વજોની લાજ જાય છે, એનો તો વિચાર કરો!' ચંદ્રાવલીને જાણ થઈ હતી કે રૂપાં ચમાર પાસે ગઈ છે. બરાબર દાવે સોગઠી ભાંગી.

ઠાકોર સહજ વિચાર કરી બોલ્યા: 'રાણી, આમાં જુઠ્ઠાણાનો થોડોય પટ નથી ને!'

'રાજાજી! હાથનાં કંકણને જોવા અરીસાની જરૂર નથી. જાતે તપાસ કરો. જૂઠું નીકળે તો ચંદ્રાવલીનું અને સાચુ ઠરે તો તમારા રૂપાંદે ગોરીનું માથું ઉડાવી દેવું.'

રાજા આવેશમાં આવી ધારવાના આશ્રમે ગયો. બહાર રત્નજડેલી મોજડી જોઈ ખાતરી થઈ કે રૂપાં અહીંયાં જ છે.

સહજ અંદર જોયું તો સુંદર ફળી ફરતા તુલસીના ક્યારા વચ્ચે મોટા પાત્રમાં જ્યોતિ ઝળહળી રહી હતી. ભાવજનોના સમાજ વચ્ચે ખોળામાં રામસાગર લઈ ગળતી

રાતના મધુરા અવાજે રૂપાં ભજન ગાઈ રહી હતી. એક હાથ તાર પર અને બીજે હાથે મધુર મધુર તાલે મંજીરા વગાડતી હતી. રાજાને ઘડીભર આ દૃશ્ય જોવું ગમ્યુ. તેનો ક્રોધ ઊતરવા લાગ્યો. સાત્ત્વિક હવાના પરમાણુઓ આવેશને ઓછો કરવા લાગ્યા. માલદેવને આ સ્થાનમા ભ્રષ્ટાચારની ગંધ પણ ભાસી નહીં. તમામ લોકો એકતાર બની સાંભળતા હતા. કોઈનુંય ધ્યાન માલદેવ તરફ ન હતું.

થાળ ધરાવવાનો સમય થતા રૂપાં હાથમા થાળ લઈ ઊભાં થયાં અને જ્યોતિને નમન કરી મહાન સામ્રાજ્ઞીના ઠસ્સાને ઉવેખે તેવા ડોલનથી વહેંચવા ઊઠ્યા. રાજાએ ત્રાડ મારી: 'રૂપા!'

બધાં સ્તબ્ધ બન્યાં. રૂપા જરાય ખમચાયા વિના ઠાકોર પાસે આવી બોલ્યા: 'બોલો ઠાકોર, પ્રસાદ લેવો છે?'

માલદેવને થાળમાથી માસની વાસ આવવા લાગી. તેણે કહ્યુ, 'આમા શું છે?'

'જે છે તે તમારે લેવું પડશે. બોલો લેવું છે? પ્રસાદ છે. કરો હાથ લાંબો! ચાલો જલદી કરો, વખત જાય છે.'

રાવળ અધીરો બન્યો: 'રૂપાં થાળ બતાવવો પડશે.' હુ તમને ઓળખતી નથી. તમે અમારા નથી. તમારો અને અમારો ભાવ જુદો છે, માર્ગ જુદો છે, જીવન જીવવાની રીત જુદી છે.'

માલદેવનું માથુ ચક્કર ચક્કર ફરવા લાગ્યુ. રૂપા નથી 'ઓળખતી કહે? તેનો હાથ તલવારની મૂઠ પર ગયો. આ જોઈ રૂપાં જોરથી હસી પડી અને બોલી: 'ઠાકોર! તમે દેહના ધણી હશો; મન, બુદ્ધિ કે આત્માના નથી. આજ

રૂપાં મનગમતું કહે છે, બુદ્ધિની કસોટીએ કસીને આચરે છે, આત્મશાંતિના સ્થાનમાં સ્થિર થાય છે. જે માર્ગ ગાર્ગીનો, લોપામુદ્રાનો, કાત્યાયિનીનો, મૈત્રેયીનો તે જ માર્ગ રૂપાંનો છે, સમજ્યા? રૂપાં ચુડાલા બનવા ઇચ્છે છે. ઠાકોર, શિખિધ્વજ બનવું છે? તમો જેને મારવા માટે તલવાર પકડવા જાઓ છો એથી આત્મા જુદો છે–દેહાધ્યાસીને ડરાવો રાવળજી! અહીં તો મરણવા મોજ માણવા મળ્યા છે. મરણને મારવાનો પ્રયોગ થઈ રહ્યો છે, સમજ્યા? મરેલાં અમર બને છે અને જીવતાં મરે છે, એ સ્થાન આ છે.'

રૂપાંના શબ્દે માલદેવ અકળાયો રૂપાં જ્યારે મોતથી ડરતી નથી, પછી રાવળ પાસે બીજું કોઈ જ ડરાવવાનું કે હરાવવાનું સાધન જ ન હતું.

રૂપાં પાછી ફરી, તેણે જ્યોતિ પાસે થાળ મૂકયો.

'બેટા! આજે ધણી થાળ નહીં આરોગે. આજનાં ભોજન નગુરાની વિકારી નજરે અભડાયેલાં છે. જા દીકરી, નગુરા રાજાને જાતવાન કરી પછી જગતમાં આવ.'

'બાપુ! મારાથી આ કામ થાશે?' રૂપાં નમીને બોલી. મારું ગજુ કેવડુંક, મને સમજાવતા આવડશે?'

'રૂપાં! તું ધારે તે કરવા શક્તિમાન છે, તારાથી માલદેવ સગુરો બનશે.'

રૂપાં ઊઠી. જ્યોતના અજવાળે માલદેવના સામે નેત્ર જ્યોતિ ધરતાં ઠાકોરનો રહ્યોસહ્યો ગુસ્સો ઊતરી ગયો. ખેતરના માંચડા પરથી નીચે આવી વાઘના કાન પકડી સામે લાવનાર રૂપાંથી આજની રૂપાં અનંતગણી રૂડી દેખાઈ. ઠાકોરે ધ્રૂજતે અવાજે કહ્યું:

'રૂપાં, તમારો થાળ મને બતાવશો ?'

'ઠાકોર, બહુ શંકા પડી ? સારું ત્યારે જોઈ લો, આમાં શું છે ?' આમ કહી થાળ પરનું કપડું દૂર કરતાં ચમેલીનાં પુષ્પોની સુવાસને પાછી પાડે તેવો સફેદ સુવાસભર્યો ભાત જોયો. ઠાકોર આ જોઈ ઠંડોગાર થઈ ગયો. પછી રૂપાં બોલી, 'પરીક્ષા થઈ ગઈ ને ઠાકોર ! હજી બેસો, વાર છે. આ નુર જતીમાં નિજારીનો પ્રતાપ જોવો બાકી છે. તમે મોજડી લઈ ગયા છો ખરું ને ?'

'હા, રૂપાં. આવતાં જ મેં તે લીધી છે, બસ.'

'સંતોનો માલ કોઈથી રખાય નહીં. ધણી મારો આપશે. માંયલા આતમદેવનાં દર્શન કરી પરાને પાર પૂગેલાં હરિજનો ! ઉપાડો આરાધ, ધણીના કાન સુધી પોકાર ભલે જાય. રૂપાંની મોજડી માલાથી રખાય નહીં.'

સંતોએ સાજ ઠીક કર્યાં, આરાધ ઉપાડ્યો. સવારના ચારના ટકોરે નરસીરામના હારના ભાવે હરિએ મોજડી માલે જ્યાં મૂકી હતી ત્યાંથી લાવી સંતોના સામે મૂકી. રૂપાંનો જયનાદ થયો. ભાવ ફળ્યો. શ્રીહરિએ સં. ૧૩૮૦માં રૂપાંને મોજડી આપી.

માલદેવ રાવળ ગળગળો થઈ બોલ્યો : 'રૂપાં, મને તમારામાં ભેળવો ખરાં ? તમારો માર્ગ બતાવો ખરા ?'

'માર્ગ ?' થોડીવાર અટકી રૂપા બોલી : 'રાવળજી ! અમારો માર્ગ નવો નથી, કલ્પિત નથી; કોઈનો બનાવેલ નથી, નિજીયાના દોર શ્રીહરિએ લંબાવ્યા સનાતન છે, ધરતીઆકાશનાં મંડાણ પેલાનાં છે. હું અને મારું ભૂલવું અને આત્મવત્ સર્વ પ્રાણીઓને જોવાં. આને શાસ્ત્રો બ્રહ્મભાવ

કહે છે. અમે નિજીયા માર્ગ કહીએ છીએ. ગીતા કહે છે, ब्रह्मभूतप्रसन्नात्मा न शोचति न कांक्षति। ગયેલાનો શોચ નહીં અને નવું મેળવવાની આકાંક્ષા નહીં એ જ બ્રહ્મભાવ. અહીંયાં એ જ ભાવનાનું રાજ છે.'

'ત્યારે મને અંદર બેસાડી મહાપ્રસાદ આપો,' રાવળે કહ્યું.

'જરૂર, હું હોઉં ત્યાં આપ હો, પણ મારું કહેવું કરવું પડશે. બોલો છે મંજૂર ?'

'મંજૂર રૂપાં, માલદેવ માલાજાળનો ધણી બધુંય કરવા તૈયાર છે.'

'વારુ, સિદ્ધિના ચમત્કારે ઘેલા બનેલા રાજા, જુઓ, તમારે કવલી ગાય મારવી, યુવરાજને વધેરવો, ઘોડાની કતલ કરવી અને તમારી રાણી ચંદ્રાવલીને સંહારવી. બોલો બનશે ?'

'હા બનશે, જુઓ, હાલ જ જાઉં છું અને કામ કરી પાછો આવું છું.'

રૂપાની નિગૂઢ ભાષા સમજ્યા વિનાનો માલદેવ ઘેર ગયો અને ચારેયને મારી પાછો ફર્યો.

૬

સુમસુમ કરતો રાત્રિનો ચોથો પહોર વિદાય લઈ રહ્યો હતો. આકાશનાં વાદળાં વીખરાયાં હતાં. કૂકડાઓ પ્રભાતના આગમનની વધાઈ આપતા મુક્તકંઠે કુ....ઉ....ક....રે કુ ઉ....ઉ....ઉ અવાજો કરી રહ્યા હતા. માલદેવ ઉતાવળે પગે આશ્રમ તરફ આવી હર્ષ સાથે બોલ્યો, 'રૂપાં ! તમારા કહેવા પ્રમાણે ચારેને મારી આવ્યો. હવે મને આગમની ગમ

પાડો. અવધિઘાટના નિરમળાં નીર છે. પાઈ અમર બનાવો.'

'માલાજાળના રાજવી, મારા કહેવાનો મર્મ પૂરી રીતે સમજવા રોકાયા વિના તમે ઉતાવળા ઉતાવળા દોડ્યા ગયા. મેં આ ચારેને મારવાનું નહોતું કહ્યું, રાજા! મે તો તમારી ઉદ્ધત બનેલી બુદ્ધિ–ગાયને, મનરૂપ બેલગામ ઘોડાને, અભિમાનરૂપ પુત્રને અને ઊલટી બનેલી ચિત્તવૃત્તિરૂપ ચંદ્રાવલીને મારવા સૂચના કરી હતી. ખેર, જે બનવાનું હતું તે બની ગયુ. તે ચારેને લાવો, અહીંયા લાવો. ગતગ ગાનાં નીરે તેમને નવજીવન મળશે. ધણીના દરબારમા જીવન છે, મોત નથી.'

રાજા ફરી ત્યા ગયો અને ચારેને ઉપડાવી મંગાવ્યા. હરિજનોએ સમૂહમા મળી અલખને આરાધ્યા. ધણીએ ધા સાંભળી. ચારે સજીવ બન્યા. ચંદ્રાવલી રૂપાના ચરણમાં નમી. પોતે કરેલી ઈર્ષા માટે ક્ષમા માગી. બધાંય ભજનમંડળમા બેસી ગયાં. ધારવે માથા પર હાથ મૂકી હરિના વિશ્વાસનાં નિશાન બનાવ્યા. સત્ વાકયની સાન સમજાવી.

જેસલને તોરલે પિગળાવ્યો તેમ માલાજાળના રાજા માલદેવને સોરઠીરાણી રૂપાએ ભક્ત બનાવ્યો. માલદેવ મહા ભક્ત બન્યો. સમય આવતાં બંને સમાધિમા બેઠા. આજે માલાજાળમાં બંનેની સમાધિઓ છે અને ભજનિકો ગાય છે:

રાણી રૂપાંદે જે દી પાટે પધાર્યાં....

# ૩ : સંત દાડલદે

દક્ષિણ ભારત માટે ચૌદમી સદી સંતસદી મનાય છે તેમ સૌરાષ્ટ્રમાં પણ બન્યું છે. આ સદીમાં ઘણી જ્ઞાતિમાં સંતો, ભક્તો, મહાપુરુષોએ અવતરી દેશને પાવન કર્યો છે. સંત દાડલદે આજ સદીને શોભાવી ગયાં છે.

તેમના પતિનુ નામ ખીમરો. તે જાતે વણકર અને મૂળ વતની મારવાડના પોકરણની બાજુના. ઉપરાઉપરી દુષ્કાળ પડવાથી સંતહૃદયનાં પતિપત્ની દ્વારકા જવા અને નિર્વાહ મેળવવા નીકળ્યાં. ગઢ ઢેલડી ગમી જતા ત્યાં જ વસવાટ કરી રહ્યાં.

આજે જેને મોરબી કહેવાય છે તેને પ્રથમ ઢેલડી કહેતા. જેઠવાનું રાજ હતું. રાજ ચલાવવા તેમના તરફથી એક રાવત રહેતો. આ વખતે રણસી નામે રાવત આ ભાગની વ્યવસ્થા જાળવવા પર હતો....ભક્તિના સંસ્કારો દાડલદે મારવાડમાંથી સાથે જ લાવેલાં. ઢેલડીમાં બેચાર વર્ષ રહેતાં એક નાનું ભક્તમંડળ તૈયાર કરી લીધું હતું. આ વખતે તોરલ–રૂપાદે જેવી ઓસંતોની હયાતિ હતી. રણુંજાના રામદેવજી આ તમામ ભક્તમંડળના આચાર્ય મનાતા.

દાડલદેમાં રૂપ અનોખાં હતાં. તેની દેહલતા ભલભલા સંયમીને ઘડીભર જોતાં ડોલાવે તેવી હતી. શરણાઈ જેવી કળાઓ પરનાં છૂટણાં કમળ પર ભ્રમરા જેવાં રૂપ વધારતાં હતાં. શંખ જેવો કંઠ, વાંકાં નેણ, લાંબી પાંપણો, ઊપડતી આંખો અને ભરાઉ ઘાટીલો બાંધો બધીયે ઓઓથી જુદો તરી વળનો. તેના કંઠમાં કોયલનો મદ, પપૈયાની ચાહ અને હંસની મધુરતા હતી. તે રામસાગર ખોળામાં લઈ ગાતી

ત્યારે ઘડીભર વાયુદેવને પણ થંભી જવુ પડતું. જાણે શરદના ચાદલીએ, વનમાળીની મોરલીએ આભ ગાજતું ન હોય? દાડલદે શબ્દની મસ્તીમા ડોલતી, તેના ગળામાથી ઘુટાઈ ઘુટાઈ નીકળતા રાગે બ્રહ્માડ ડોલતું, મચ્છુના નીર થભી જતા

એક દિવસ દાડલદે સાવસર નામે તળાવે પાણી ભરવા નીકળી સોનાવરણી પિત્તળની હેલ સાથે હેમર હાથણીની હાલે, હિલોળા લેતી, કજ્જુ જના પટારા જેમ હમેશની ઢળતી આંખો નમણાઈમા નવા નુર પૂરતા પાણીના મારગને અજવાળતી હતી

તળાવે પાણી ભરતા દાડલદેને ભજનમા ગવાતો જૂનો પ્રસ ગ યાદ આવ્યો તે મનમા બોલી સાવર! તે મહાત્મા મોરધ્વજના દર્શન કર્યા તારા નિર્મળા નીરના કાઠે સતને માટે સતવાદીએ કાયા વે'રાવવા કરવત માથા પર લીધી. હોશે હોશે પગયાના દીકરાને સાવજની પકડમાથી છોડાવવા દેવીસુ વેરાવો તોય સત મૂકયા નઈ ધન્ય રાણીને! ધન્ય કુવરને! રાજાના માથા પરના કરવતને તાણુતા જરાય હૈયા તણાયા નહી, ધીરતા ડગી નહી, વાહ સત ને વાહ સત વાદીય ને, આજના વે તિયા માનવી ઈ કળાને શું જાણે ઈ તો–

રામબાણ વાગ્યા હોય તે જાણે, બોલ્યા મૂરખ મનમા શું જાણે?
ધ્રુવને વાગ્યા, પ્રહ્‌લાદને વાગ્યાં, ઠરીને બેઠા ઠેકાણે,
બાળપણમા શુકદેવને વાગ્યાં, ભાગવતના રસ માણે.

આમ કેટલીયે વાર ઊભી રહી પવનલહરીથી નાચતા નીરને જોઈ જ રહી.

સાથવાળી બાયુ પાણી ભરીભરી વાસમા ગઈ મા'રાજ ઉપર આવ્યા ત્યારે જ તેને ખ્યાલ આવ્યો કે આજે વધુ વખત થયો ચાલ જીવ, ઘેર બિચારો વણકર ભૂખ્યો થયો હશે

કૂડી નજર ન હોય. મારા બાપ, વસ્તીની વહુવારુ તો તમારે દીકરિયું કહેવાય.'

'હવે હાઈ થા મા. રાવતની મીઠી નજર ક્યાંથી?' રામુ બોલ્યો.

'ભૂલ્યો મારા વીરા, ઘર ભૂલ્યો. આજથી ઢેલડીનો દી બદલે છે. ધણી ઊઠી ધણીવાળીને ધણિયાણી કરવાના કૂડા વિચારો કરવા લાગ્યો. જા ભાઈ, જા. મારો જ વાંક છે: મારા રૂપનો વાંક છે. આ દેહમાં બેઠેલા આતમરામ પાપી નથી, દેહે પણ સતગુરુની દયા મેળવેલી છે, છતાં તેની કરણી ઊજળી નથી.'

પાપી રાવત આવા સ્પષ્ટ અવગણનાના શબ્દો સાંભળી ભોંઠા પડી નીચે મોંએ સીધા ગઢમાં ગયા. દાડલદે વણકર-વાસમાં આવી.

આજનું મોરબી જોતાં ઢેલડીની કલ્પના આવે તેમ નથી. જૂની મયૂરીગઢમાં હતી. આજે એ ભાગ ગ્રીનચોક તરીકે ઓળખાવાય છે. મચ્છુને સામે કિનારે રાજગઢ હતો તે સ્થાન આજે ભીમોરા કહેવાય છે.

દાડલદે બેડું દૂર મૂકી ફળીમાં બેઠી. આ જોઈ વણકર ખીમરો બોલ્યો: 'કેમ બા'રાં બેઠાં? ઘરમાં આવો ને!'

'ના, મારાથી હવે ઘરમાં અવાય તેમ નથી. કોટવાળ, ફળીમાં જ સમાતું લેવી પડશે. ધણીની ધારણા એવી જ છે.'

'પણ છે શું?' ખીમરે ફરી પૂછ્યું.

'આ કાયા જોતાં ઢેલડીના રાવત રણસીને વિકાર જાગ્યા. એણે ઘોડાની સરક નાખી દેહ અભડાવ્યો, વણકર! મું'થી હવે જિવાય નઈં. મારતાં તો નથી આવડતું, પણ મરતાં આવડે છે. ગામનો ધણી મારગ ભૂલ્યો એને આપણે સવળે મારગે ચડાવવો છે. એની આંખોમાંથી રૂપનાં ઘેન ઉતરાવી કાયામાયા

ખોટાં છે એમ સમજાવવું છે. દુઃખ માનીશ મા, મારા ધણી! તારે મારે આટલો જ સંબંધ હશે.'

'દાડલ! ઉતાવળ તો થાતી નથી ને?' ખીમરે આર્જવતા ભરેલે અવાજે કહ્યું.

'ના, સુદલે નહિ. આ અંગ એવા વિકારનાં ભરેલાં છે કે જેને જોતા માનવી ભાન ભૂલે, વણઅડે વિકારી થાય, ઈ અંગને શિક્ષા કરવી રૂડી છે. આપણે નીચલા થરનાં વરણ છીએ. આજ સરક અડી અને કાલે હાથ અડે તો? સતના દોર તૂટે દેયુ જીવતા મળગે, કૂડિયાની કૂડી નજર થાય એમાં તો પોખો નઈં, પણ આ તો ગામનો રાજા! દાડલનાં અંગની હજુ ભૂખ રહી જાય છે?'

'ના ના, દાડલ, એમ નથી. મેંય સદ્દગુરુના ચરણ સેવ્યા છે. હુયે ગતગંગામાં નાહ્યો છું. મારામાં ઈ વાસના રે'જ નહીં. હેમાળાનાં ફરળ વચ્ચે બેસનાર અગ્નિમાં બળે? પણ થોડુંક થોભી જાઓ તો ગતનાં ગોઠીને બોલાવી રૂડાં વળામણાં સાથે મારી દાડલને વળાવવા ઇચ્છા છે.'

'તો ભલે, ચાર દિવસ રોકાઈશ, ભજન કરીશ, બાકી અન્નપાણીની આખડી સમજવી—સતશબ્દના આહારે દાડલ જીવશે. કોને કોને તેડાવશો?'

'વખત થોડોક જ છે, વણકરરાણી! પુગાશે ત્યાં સુધીના આરાધ કરીશ.'

'કોટવાલ! અલખના આરાધમાં તમામ આવી જાય છે. નુરજનિયાને નોતરાં નોખાં નોખાં ન હોય. લાવો, લાવો, મારા હાથમાં રામસાગર લાવો, બોરંગ આસને સૂનારને—ભીડ ભાંગતલ ભગવાનને આરાધું. ઘટઘટમાં વસેલો ગતને ચેતવશે. આપણાં વાયક વાલમજી પહોંચાડશે '

ખીમરે રામસાગર લાવી દાડલદેના હાથમાં આપ્યો. આસન વાળી દાડલદેએ આરાધ ઉપાડ્યો. વણકરવાસમાં જાણ થતાં એક પછી એક આવી ટપોટપ બેસવા લાગ્યાં.

ગઢ ઢેલડી મોઝાર, સંતો ઢેલડી મોઝાર.
ખીમરાની રાણી પાણી સાંચર્યાં......

ખીમરા સમાતું ગળાવ, કોટવાળ સમાતું ગળાવ,
નુગરા માનવનો છેડો લાગિયો હો.........જી.
પેલું રે વાયક રણુંજા મોકલું, પીર વેલેરાશે આવ;
રામદે પીર ને સતી નેમાવતી, આવજો ધારીને ભાવ.
જેસલ તોળાંદે રાણી આવશે, તારવા ધરમનાં નાવ;
માલદે રૂપાંદે જોડી આવશી, સતિયાં સતને પરભાવ.

ખીમરે વણકરોને બોલાવી સમાત ખોદાવવી ચાલુ કરી. વાસના લોકોએ સમજાવ્યો, 'ખીમરા, ઈ તો અસ્ત્રી છે, પણ તુંય ભલા માણસ! હાથે હા કરી જીવતી દાટવા બેઠો છે?'

ખીમરો બોલ્યો, 'બાપ! તમથી સમજાય તેવી વાત નથી. ઢેલડીના પાપ ધોવા દાડલદે સમાય એમા અમારી ભક્તિની શોભા છે. ધણીના નામના આધારે રે'નારે જગતનાં અંધારાંને પીવાં જોઈ. દેવસી વણકર! આપણો અવતાર કોણ! આજ તો રાજાએ દાડલદે ઉપર કૂડી નજર કરી, કાલે ઊઠી આ રોગચાળો આગળ વધે, તો ભલે મારી દાડલદે જીવતાં સમાય. રાજા સુધરશે તો જાણે દાડલદેનું બલિદાન લેખે લાગ્યું.' એક બાજુ સમાત ખોદાવા લાગી, બીજી તરફ પ્રેમ દીવાની દાડલનો આરાધ આગળ વધતો હતો :

ચોથું રે વાયક કોળાતો મોકલું, સાચલા સુરાને ગામ;
કલુમલુ સાથે આવજો, ઊજળાં કરવા ધામ.
ખીમરાની રાણી પાણી સાંચર્યાં.................

આમ યાદ કરી કરીને જતિયાંસતિયાંને વાયક મોકલતી હતી. અંતરજામીની પ્રેરણાએ સિદ્ધ લોકોનાં ચિત્ત દાડલદેના આરાધે ઊપડ્યાં અને ઢેલડીએ આવવા તમામ નરનારી ઊપડ્યાં.

આ સમાજના ધર્મને નિજારી અથવા સનાતન ધર્મ પંડિતો કહે છે. સંતસેવા કરવી એ તેમનો પ્રધાન સિદ્ધાંત છે. આને કોઈ મહામાર્ગ પણ કહે છે. મહામાર્ગનો ઉદ્‌ગમ સમય ખરેખર અનાદિ છે. મહાભારત લખાયું ત્યારે આ ધર્મ હતો.

અનુશાસનપર્વના બીજા અધ્યાયમાં વ્યાસે સુંદર ઢંગમાં કથાનક દ્વારા એવું વર્ણન કર્યું છે.

૨

મયૂરીની નાની ગલીમાં રાવતની કચેરી ભરાતી, જેમાં પોતાના અમીરો સાથે દરરોજ સાંજ–સવાર કચેરી કરી બેસતો અને પ્રજાની દાદ–ફરિયાદ સાંભળતો. પરદેશી ભાટ–ચારણોની મુલાકાત પણ ત્યાં જ થતી. બિરદાવલી ગવાતી અને દાન અપાતાં. દેશપરદેશની નવાજૂનીની ચર્ચાઓ થતી.

આજે નિયમ પ્રમાણે કચેરી ભરાઈ. રાવત આવ્યા. નિયમ પ્રમાણે તાજીમ લેવાઈ. 'રાવતજી!' એક સરદાર બોલ્યો. 'આપણા ગામમાં વણકરવાસમાં ખીમરો નામે મારવાડી વણકર રહેવા આવ્યો છે. તેની બેરી જીવતાં સમાધ લે છે. આમ તો બંને માણસ ભગત છે. ઘેર મંદિર છે. આવ્યાં–ગયાંને રોટી આપે છે. વાસમાં તેની સાખ ઊંચી છે. બાઈ પવિત્ર બાઈ છે. ઉંમરે તો નાની છે, પણ સમજણમાં ભલભલાં

ઠરેલા માનવી કરતા વધુ ડાહી છે કહેવાય છે કે કોઈકની કૂડી નજર પડતા બાઈ પોતાની દેહ પાડે છે આજના કળજગ મા ઓતમવરણથી થાય નહી તેવુ આ બાઈ કરે છે પારકાનો છેડો અડતા જીવના ગ્રમાવુ એ નાનીસૂની વાત નથી '

'હા બા હા! ખરી વાત છે મે પણ સાભળ્યુ છે કે, ખેમરાની ઘરવાળી ઇદ્ર મા'રાજની અપસરાથી ચાર ચહરવા ચડે એવી ઠાવકી છે બાપુ, જાસુ જોવા? અળસે તો અળસાવીએ. આપણા રાજમા કોઈ દી આવુ બન્યુ નથી'

રાવળને કાલે મધ્યાહ્નને પોતે કરેલી ભૂલ યાદ આવી શરમાયો, ચહેરા પર કાળા રગના થરના થર ચડવા લાગ્યા. કાયા કરમાઈ એ ભારીમા ભારી પસ્તાયો અને મન સાથે બોલ્યો જે વાતમા વણકર કોમની બાઈ ને પાપ દેખાયુ તેમા મને–રાજા બની બેસનારને પાપ સૂઝ્યુ નહી, કોણ વધે? એ કે હુ?

દરબારને વિચારમા પડેલા જોઈ કવિ બોલ્યો, 'બાપુ, સાચી વાત કહેવી એ અમારો ધર્મ છે આજે બે દિવસ થયા આપનામા તેજ દેખાતું નથી '

'મને પણ સમજાતુ નથી, કેશરદાન! કાઈક છે તો એમ જ ચાલો, વણકરવાસમા જઈએ પેલા ખીમરાને ત્યા છે શુ?' દરબારે બહુ વાતને લબાવી નહી એટલે કવિ પણ બધ રહ્યો તમામ દાયરો ઊઠ્યો, તેમાથી પાચેકને સાથે લઈ રાવતજી ખીમરાને ઘેર વણકરવાસમા આવ્યા

આખીયે ફળીમા માનવમહેરામણ હિલોળા લેતો હતો ધૂપની સુવાસે તમામ દિશાઓ પુરાઈ ગઈ હતી ભજનોના સ્વરો અને મજીરાના મીઠા રણકારથી આખુય વાતાવરણ સાત્ત્વિક બની ગયુ હતુ

ફળીના એક ભાગમાં સમાધિ ખોદાઈ તૈયાર પડી હતી. દરબારને આવેલા જોતાં માનવીઓ જરા દૂર ખસી ગયા. રાવત સમાધિ પાસે ગયા. સામે જ જેને પાણીનું બેડું ભરી આવતી જોઈ મોહ થયેલો, જેના રૂપનાં રાજ પોતાના હૈયામાં એકવાર મંડાયા હતા તે, વણકરની ઘરવાળી દાડલદે જમીન માથે આંખો નોંધી બેઠી હતી. તેની ચારે તરફ ભજનો ગવાતાં હતા. ફળીનો મોટો ભાગ બહારનાં મહેમાનોથી ઊભરાતો હતો.

'ખીમરા ! સાંભળ્યુ છે કે તારી ઘરવાળી જીવતી જમીન મા સમાય છે, આ વાત સાચી છે ?'

'જી હા, રાવતજી ! કાલે મા'રાજ ઊગતા જ મૂરત છે. તમામ તૈયારીઓ થઈ ગઈ છે. આજ આખી રાત ભજનો થશે. બે ભાઈઓ આવવા બાકી છે. બાકીના આવી ગયાં છે.'

'આમ જીવતા જમીનમાં સમાવાનું કાંઈ કારણ ખરું ?' રાવતે પૂછ્યું. અત્યાર સુધી નીચુ જોઈ રહેલ દાડલદેએ સહજ ઊચું જોઈ કહ્યું, 'નગરીના રાજા ! તમારા હૈયાથી આ ભાવ ઉકેલાય તેવો નથી. અમારી ગરીબની લોમકાને અભડાવવા શા માટે અહી સુધી આવવુ પડ્યું ? રાજા ! તમારો મારગ અને અમારો મારગ જુદો છે. તમે રાજા છો, ત્યારે અમે વૈરાગી છીએ. તમારે નામ જોઈએ છીએ ત્યારે અમારે રામ જોઈએ છીએ. શા માટે જમીનમા સમાવું પડે છે, એ વાત સાંભળવી છે ? ત્યારે સાંભળો. એક ઘોડેસવાર સત્તાવાન પરાઈ પરણેતરની હેમવરણી કાયા જોઈ હેડવાસ ઊતરી ઘોડાની સરક અગ પર બરછીના ઘા જેમ હુલાવે, એનાં રૂપનાં બજાર મંડાવવા લલચાય, એને કોણ ડારે ? કોણ વારે ? જેને શિયળ વા'લા હોય, જેણે રામધણી ધાર્યા હોય, એ માનવીને વિકારીના પાપી પડછાયાથી અભડાયેલા દેહને ધરતી

માતાના ખોળે મૂકવા વિના બીજો મારગ ખરો ?'

'માતા! મને ક્ષમા કરો. હું તમારો અપરાધી છું. દાડલદે! તમો દેવાંશી છો. એક વણકર જાતિના સ્ત્રી છતા તમો પરમ સત છો.'

'રાજા! ક્ષમા જેવી કોઈ જ ઘટના નથી. તમે રૂપઘેલા બન્યા તેજ રીતે હું સત્યઘેલો છું. સ્ત્રીજાતિ માટે આ પરમ ભક્તિ છે. જમીનમાં જીવતા જીવે સતના માટે સમાવું એ અમારા માટે રમત વાત છે, કારણ અમો સતગુરુના ચરણે બેસી દેહાભિમાન મૂકવાના મહામંત્રો શીખ્યાં છીએ. વધુ જાણવા માટે પૂછો આ જેસલરાજને, તેમના રાણી તોળાદે ને, આ માલાજાળના રાજા માલદેવજી રાઠોડ ને સતી રૂપાદેને.'

રાવત આ જગવિખ્યાત મહાત્માઓને નમ્યો. 'આજ આપે મારુ મયૂરીપુર પાવન કર્યું.'

'રાજા! અમારા સમાજમાં નાતજાતના વાડા કે સંપ્રદાય ની વાતોને બહુ માન નથી. અમે તો એકાત્મભાવને માનનાર–પૂજનાર છીએ. વધુ કાલે આવજો. સમાધિમા દાડલદે બેસે ત્યારે કહીશ.' રાજા ગઢમા ગયો. સંતો–ભક્તો ભજનમા લાગી ગયા. ઘેર જતાં જતા રાવતે કવિને પૂછ્યુ : 'દાન! એક વણકરની છોકરીમા આટલી બુદ્ધિ આવડો ત્યાગ અને આ હિંમત આવે એ વાત શી રીને બને? સમજમા ઊતરતું નથી '

'રાવતજી! બધોય ભગવાનના નામસ્મરણનો પ્રતાપ છે. ગુરુકૃપા અને વિશ્વાસ. માનવી મનોનિગ્રહ કરી વાસનાનો ક્ષય કરે તો નારાયણ બની જાય છે. આ બાઈને ત્યા સોરઠના કેવાં કેવાં મહારત્નો આવ્યાં છે ને તેમાયે જોયુ–બધાય સિદ્ધો છે. રૂપાદેના આરાધે મોજડી આવી, તોરલદેની શક્તિએ

ડૂબતા જેસલનાં વહાણ તર્યાં, અંજારના ગંગાનાં નાકે સૂકાં સરોવર ગંગાજળે ઊભરાયાં, સાંભળ્યું છે ? દાડલદે ઓ છતાં આ સંતોના જોમનું રત્ન છે.' કવિએ ઘેર પહોંચતાં પહોંચતાં રાવતજીને સાચી સમજ પાડી.

બીજે દિવસે મા'રાજે ઊગમણી કોર કાઢી તે વખતે દાડલદે તમામનાં ચરણની રજ લઈ સમાધિમાં ઊતર્યાં. જય નાદો થવા લાગ્યા ભજનિકોએ અજમલના કુંવરનો આરાધ ઉપાડ્યો. રાવત દાડલદેને શુદ્ધ મને નમ્યો.

'રાજા ! બાપ, રામાબાપાને આરાધજો. ધરમથી ટૂકડા રહી વાસના બાળનાં શીખજો. મારાથી વધુ રોકાવાય તેમ નથી, મને તમારા પર રાગદ્વેષ કશુંય નથી. રૂપનો દેનાર રૂપનાં રખોપાં કરવાની સમજણ ને શક્તિ બધુંય સાથે જ આપે છે.'

'માતા ! મને તમારો બનાવતાં જાઓ,' રાવતે કહ્યું.

'જો, આ તમામ હરિગુરુસંતનાં બાળકો બેઠાં છે તેમના ચરણમાં રે'વાથી જન્મમરણનો ભય ભાંગશે. ગતગંગા તરણતારણ છે.' આમ કહેતાં દાડલદે પલોંઠી વાળી સમાધિમાં આંખો બંધ કરી ગયાં.

ખીમરો પાસે આવ્યો. મૂઠીમાં માટી લઈ સમાધિ પૂરતાં બોલ્યો : 'સતી ! તમોએ કળિકાળમાં વણકરની નાતને ઊજળી કરી છે. ધણીના દરબારમાં જતાં મારો વિચાર કર્યો ? આજ મારા ગરીબ ઘરની થાંભલી ભાંગે છે. પરમારથનાં પરબો સુકાય છે. ગૃહસ્થાશ્રમધર્મની ધજા સંકેલાય છે.'

'ભગત ! આવો, ઇચ્છા હોય તો ધરતીમાતાના ખોળા સાંકડા નથી. માવડી આપણને સાથે જગ્યા દેશે.' આમ કહી પૃથ્વીને પ્રાર્થના કરતાં વણખોદ્યે ધરતીમાં મારગ થયો.

ખીમરે સહુને નમી રજ લઈ આસન વાળ્યાં. થોડીવારે બંનેનાં પ્રાણપંખી ઊડી ગયાં.

મોરબીમાં આજે બંનેની સમાધિઓ સાથે જ છે.

રાવત રણુસિંહ રામદેવપીરનો શિષ્ય થયો. તેમનાં બનાવેલાં ઘણાં ભજનો આજે સોરઠમાં ગવાય છે.

## ૪ : સતી ગંગાબાઈ

ધોળા-જંકશન પાસે સમઢિયાળા નામે નાનું ગામ છે. ત્યાં રામસિંહજી નામે ગોહેલ રજપૂત રહેતા હતા. તેમનાં સ્રી બાજીબા પતિપરાયણ, ઘરરખુ સન્નારી હતાં. ઘેર ગાયો, ભેંસો, ચાર સાંતીનો ગરાસ અને રામસંગજી ગામના સુખી એટલે આજુબાજુમાં તેમની શાખ ઊંચી હતી. ઘેર મહેમાન તો હોય જ. સ્વભાવે ઉદાર, સાધુસેવી, વિશ્વાસુ, કોઈ સાથે કદી પણ મનદુઃખ ઊભું ન કરવાના સ્વભાવના હતા. છતાં તેમના થોડા દ્વેષી ગામમાં હતા. તેમને રામસંગજીનું સુખી જીવન ખટકતું હતું. परहित हानिलाभ-जिन केरे उजरे हर्ष बिसाद बसेरे. પરાઈ હાનિમાં આનંદ અને પરહિતમાં દુઃખ આ સૃજનકાળથી દુષ્ટોનો સ્વભાવ હોય છે.

એક દિવસ તેમનાં સ્રી બાજીબા કુટુંબમાં વિવાહ પ્રસંગે ગયાં. આથી તેજોદ્વેષી બાઈએ ટકોર કરી, 'સુખી! સુખી તો ખરા, પણ ભગવાને શેર માટીની ખોટ રાખી. કળઉજાળણ વનાં જીવન તે કાંઈ જીવન છે? આવા સારા દી થોડા જ આવવાના છે? ચાર પૂંછડાં ઘેર હોય એથી થોડું જ ઘર દીપે કે શાખ આવી વધે!'

બાજીબાને દુઃખ થયું, ઘેર આવ્યાં અને સુખીને વાત

કરી. રામસંગે ઘરવાળાંને સાંત્વન આપ્યું. હરિ ઇચ્છા ભાવી બલવાના કહી સમજાવ્યાં.

આ અરસામાં સમઢિયાળાને પાદર સંતોની જમાત આવી. મુખીએ તેમની તન-મન-ધનથી સેવા કરી. મહાત્માઓની કૃપા મેળવી. પ્રભુકૃપા કે મહાત્માનો આશીર્વાદ ગમે તે પણ રામસંગજીને ત્યાં પુત્રજન્મ થયો. સ્નેહીઓ રાજી થયા, તેનુ નામ કહળુભા પાડવામાં આવ્યું. દીકરાના જન્મ પછી રામસંગજીના હૃદયમાં ભક્તિ પ્રત્યેનો ઝોક વધ્યો. પુત્ર વયમાં આવતાં તેના લગ્ન ગંગાબાઈ નામે સુશીલ કન્યા સાથે કરવામાં આવ્યાં.

ગંગાબાઈ વાઘેલા રજપૂતની દીકરી હતાં. તેમનાં માતા પિતા સાધુસેવી, સદાચારી ભક્ત હતાં. સંતમહાત્માઓના ઉતારા અને રાત્રિદહાડો ભજનની ધૂન મચી રહેતી. બાઈ ઉંમરમાં આવતાં તેને મંત્રદીક્ષા આપવામાં આવી. નાની ઉંમરથી જ ભક્તિ તરફનો ઝોક હોવાથી, વયમાં આવતાં ઉત્તમ સાધના સાધી શકાઈ. પ્રભુપદના અટલ વિશ્વાસે દરેક કામ કરતાં. સાસરે આવ્યા પછી કહળસંગને પણ રંગ લગાડ્યો, પતિપત્ની બન્ને એક જ રંગે રંગાયાં.

ગંગાબાઈને સાસરે આવ્યા પછી થોડોક સમય થયે સાસુજી અને રામસંગજી થોડી બીમારી ભોગવી પરલોક વાસી થયાં. જુવાન કહળુભા પર ઘરનો ભાર આવી પડ્યો. થોડી વડીલોની આડ જતાં ગંગાબાઈનાં ઘરો સાધુ-મહાત્માઓ અને ભૂખ્યાં દીનદુખિયાં માટે સર્વદા ખુલ્લાં મુકાયાં. ભક્તો-ભજનિકોનો તો જાણે મેળો!

ભગવાને ગંગાબાઈને એક પુત્ર આપ્યો.

એકવાર વીસેક સંતોનું મંડળ સમઢિયાળા આવ્યુ.

ગામને પાદર આવી ઊતરવા માટે કોઈ ભક્તના ઘર માટે પૂછપરછ કરતાં સહુએ કહળભાનું ઘર બતાવ્યું.

દૂરથી સંતોને આવતાં જોતાં ગંગાબાઈના હૈયાનો હર્ષ ઊભરાયો. સામાં જઈ ચરણરજ લઈ તમામ માટે આસનો કરી આપ્યાં. ગંગાબાઈ અને કહળભાનો આવો નિયમ હતો કે એકાદ અતિથિ સંતભક્તને જમાડીને જ જમવું. જો કોઈ ન આવી મળે તો તે દિવસ ઉપવાસ કરવો.

આજે ગંગાબાઈનો એકનો એક દીકરો બીમાર હતો. બીમારી લગભગ જીવલેણ હતી. સગાંસંબંધીઓ જોવા આવતાં હતાં.

'ભંડારી! સંતો પધાર્યા છે અને ઘરમાં આ સ્થિતિ છે. કેમ કરીશું?' કહળભાએ કચવાતા હૈયે વાત કરી.

'શું કરવાનું હતું?' ગંગાબાઈ બોલ્યાં, 'ભગત! ભગવાનનો ભરુંસો કરો. અલખ ધણી બધુંય સુધારશે. આવ્યાને આદર દેતાં પંડના પોટાને યાદ કરાય નહિ. બાકી રે'વા સરજ્યાંને કોઈ લઈ જનાર નથી અને જનારને કોઈ રાખનાર નથી. તમો તમારું કામ કરો.

होइहि सस जो रामरची राखा वाको करी तर्क पढा वही साखा।

ઘણીમારાની ધારણાઓને પરાને પાર પામેલાઓ પણ જાણી શકતાં નથી. પછી આપણે કોણ માત્ર? સમે હાથે દીકરો આપ્યો હશે તો કશુંય થવાનું નથી.'

દીકરાને ઝૂલામાં રામભરુંસે મૂકી બન્ને પતિપત્ની સંતોની સેવામાં લાગી ગયાં. તેમને ગરમ પાણીએ નવડાવ્યા, ઉત્તમ રસોઈ કરીને જમાડ્યા. દીકરો બીમાર છે એ વાત તેઓ ભૂલી જ ગયાં. કોઈ કોઈ સંબંધીઓ જોવા આવે અને આ ગાંડાંઓને કહે પણ ખરાં, 'ભા, ભાઈને મંદવાડ વધતો જાય

છે, જરાક ધ્યાન રાખતાં જાઓ. જુઓ, સાધુ તો બીજાય આવશે. આવા ઓટીવાળ માટે દીકરા જેવો દીકરો ખોઈ બેસવા જેવું થાશે. ભાઈને ઠીક થાય પછી સાધુનો મેળો ભરજો ને ?'

ગંગાબાઈ નીચે મોઢે સાંભળી રહેતાં. 'સારું બા, તમે કહેશો તેમ કરીશું,' આમ કહી કહેનારને સંતોષ આપતાં. પોતે તો સંતસેવામાં જ જોડાઈ રહેતાં.

સંતોને પાંચેક દિવસ રોકતાં દીકરાની બીમારી છેડા પર પહોંચી. દીકરાના આખરના શ્વાસ જોઈ કહળુભા બોલ્યા: 'આજે આરામ થાય તેવાં એકે લક્ષણ દેખાતાં નથી. સંતોને રજા આપીશું ?'

આ સાંભળી ગંગાબાઈ બોલ્યાં, 'ભગત ! થાકી ગયા ? સંતસેવાના નામ પર એક નહિ પણ આવા અનેક દીકરા ઓળઘોળ કરવા પડે છે, સમજ્યા ? સમન ભગતે દીકરાનાં માથા કાપ્યાં, સગળશાહે ખાંડ્યાં. આ બધાનાં અમથાં જ ભજન ગાઓ છો ? ભક્તિ ખાંડાનો ખેલ છે. સંતો કહે છે, सा परानुरक्ति ईश्वरेः । ભગવાનમાં પરમ પ્રેમ તે જ ભક્તિ. દીકરાના પરમ પ્રેમથી ભક્તિ કેમ થાય ?'

'દેવી ! પણ લોકો કહેશે કે સાધુ પાછળ ગાંડાં થઈ દીકરો ખોયો ?'

'ભલે કહેનાર કે'તા રહે. મને તો ધણી મારાના નામની ધારણા છે. ઊનો વા વાશે નહીં'. આવી સામાન્ય વહેવારની વાતોમાં અટવાઈ સાચા અભ્યાગતની સેવા મૂકીએ તો ભજન કર્યું પાણીમાં જાય. ભગતજી ! દીકરા ઉછેરવા એ દેહ ધર્મનું ફળ નથી, એનું ફળ તો–

देह धरेका यह फल भाई भजीये राम सब काम विहाई।

છતાં વિશ્વાસ ન આવતો હોય તો સંતોના ચરણ ધોઈ ચરણામૃત પાઓ. ભાઈ સાજો થઈ જશે, જરૂર થઈ જશે. મને પાકો ભરુંસો છે.'

કહળુભાએ સંતોના ચરણો ધોઈ બીમાર બાળકને ચરણામૃત પાતાં આરામ દેખાવા લાગ્યો. સંધ્યા થતાથતામાં તો સાવ નિરાંત દેખાવા લાગી. કહળુભાને ત્યારથી પાકો ભરુંસો બેઠો. રહીસહી શંકા નિર્મૂળ થતાં ભક્તિનો સાચો રંગ તન–મનમાં દેખાવા લાગ્યો. સમય જતાં દીકરો યુવાન થયો. તેને તેના મામાને ત્યાં ફૂલબાઈ નામે કન્યા સાથે વ્યવહારુ રીતે પરણાવ્યો. કહળુભા અને ગંગાબાઈની ઉંમર પાકવા આવી તેની સાથે ભક્તિ સંપૂર્ણ પરિપક્વ થઈ. પરમ વિશ્વાસુ પતિપત્ની વ્યવહારનો ભાર પુત્ર અને વહુ પર નાખી ભારમુક્ત થયા.

એક દિવસ કોઈ ભકતે ગામમાથી સંતોને રસોઈ આપી; ખેંચ કરી ભગતને પણ સાથે લીધા. વાજતેગાજતે સંત–મંડળ જમવા નીકળ્યુ આ વખતે રસ્તામાં એક મરેલી ગાય પડી હતી. સામે ચોરા પર થોડાક ગોહિલો બેઠા હતા. તેને ભગતની રીતભાત ગમતી ન હતી. આજ સમય ઠીક મળ્યો જાણી ચોરા પરથી એક ભાઈ બોલ્યો:

'ભગત, જમવા જશો?'

'હા ભાઈ, ઘરધણીનો ઘણો આગ્રહ એટલે ના કહેવાઈ નહી.'

'વાહવાહ, હોય જ ને ભા, તમ જેવા ભગતને જમાડવા ઈતો લાણ છે ને, પણ આ ગાય મરેલી પડી છે અને ભગત થઈને જશો? આટલા સાધુ અને તમ જેવા ભગત

ભલા ગાયને જીવતી નહીં કરે ?' દાઢમાંથી એક ભાઈ બોલ્યો.

'અનુભા, તમેય મારા ભાઈ ઉતાવળા ભારી છો. કેમ જાણ્યું કે ગાયને જીવતી નહીં કરે ? ગામના લાડવા કોઈ અમથા નથી ખાતા. આખી રાત સૂવા દેતા નથી એનો તો કાંઈક તો લાભ આપશે ને !' બીજા ભાઈએ વધુ દાઢમાંથી વેણ કાઢ્યાં.

કહળુભાએ આ સાંભળ્યું. વેણેવેણ સાંભળ્યાં. તેણે ભક્તિ અને ભજનની અવહેલના થતી જોઈ. 'મહાત્માજી, આપ પધારો. હું હાલ જ નાહીને આવું છું.' આમ કહી સહુને રવાના કરી ઘેર આવ્યા અને ગંગાબાઈને તમામ વાત કરી.

'હશે, ભગત ! સાયરપેટાં થાવું જોઈએ, જગતનો ધર્મ કહેવાનો છે અને આપણો સાંભળવાનો છે; કારણ કે

जामे जितनी बुद्धि है उतना कहत बनाय ।
वाका बुरा न मानिये लेन कहाँ वे जाय ॥

જેને જેટલી બુદ્ધિ હોય તેટલું તે બોલે. વધારે ક્યાં લેવા જાય ? તેનાં વેણે દુભાવું ન જોઈએ.'

'પણ આ તો ભક્તિ નિંદાય છે !' સ્વાભાવિક રીતે કહળુભાએ કહ્યું.

'એથી શું થયું ?' ગંગાબાઈ બોલ્યાં 'મીરાંનાં ભજન તો નત નત ગાઓ છો.

ઊભી રે બજારે હાથી હાલ્યો જાય રાણા,
શ્વાન ભસે એથી મારું શું જાય ?
મારું ચિતડું ચોરાયેલ, મારું મનડું વીંધાયેલ
રાણા ! કેડીલા કાન . થી...રે.

છતાં ધણીના નામની ધજાને અણનમ રાખવી હોય તો

જાઓ અને સંતોનાં ચરણામૃત માતાના અંગે છાંટો. દીનોનાથ બાનાની પત રાખશે, ધણી અમથા ધાર્યા નથી.'

કહળુભા નાહીને પેલા ગૃહસ્થને ત્યાં ગયા અને તમામ સંતના પગ ધોઈ ચરણામૃત લાવી ગાય પાસે આવી તેના અંગ ઉપર છાંટતાં બોલ્યા: 'મા, આજ મારી લાજ તારા હાથમાં છે. જો મેં ખરા ભાવથી અલખને આરાધ્યા હોય, ભેદ વિનાની ભક્તિ કરી હોય, તો જગતને જીવન આપનાર માડી, ઊઠજે અને બોલનારનાં મોં બંધ કરજે.'

આમ કહેતાં જ ગાયમાં નવચેતના આવતી જણાવા લાગી અને ત્રણ–ચાર કલાક થયાં મરેલી પડેલી ગાય ઊભી થઈ ચાલતી થઈ. ચોરા પર મહર કરનાર દરબારોનાં મોં કાળાંમેશ થઈ ગયા. તેઓ ઊઠી કહળુભાના પગમાં પડ્યા અને બોલ્યા: 'ભગત! અમને ક્ષમા કરો, અમારી ભૂલ થઈ, તમને દાઢમાથી વેણુ કહ્યાં!'

'ભાઈ, એમાં શું? તમોએ નાણ્યુ, ગમ્યું તેવું કહ્યું.' આમ કહી સંતોની પ્રસાદી લઈ ઘેર આવી બારણાંમા જ ઊભા રહ્યા.

'કેમ ભગતજી! ફળીમાં આવો ને!' ગંગાબાઈ બોલ્યાં.

'સતી! મારે નાથે એકવાર તો લાજ રાખી, ફરી ફરી એને કામ ચિંધાય નહીં. ગાય જિવાડવાની વાત વાયુવેગે સોરઠમાં ફેલાતાં, ટોળેટોળાં સમઢિયાળાના પાદરમાં ઊતરી પડવાનાં. માટે બધાયનાં આંસુ કિયા બળ પર લૂછવાં અને ગેબના ધણીને વારંવાર કે'વાય કેમ? માટે સમાધિમાં જ બેસી જવા ધારણા રાખી ઊભો છું. સમાધિ ગળાવો અને સંતોને કો' અલખ ધણીને આરાધે.

ડૂબતા નાવડાં કહળુભાનાં તારે...'

'વાહવાહ, ઠીક જ વિચાર કર્યો છે. કળિકાળમાં જેટલું વે'લું જવાય તેટલું સારું છે. હું યે આવું છું. સાથ વિના તમોને એકલાને જવા દેવાય?'

'ના, ના, તમારું કામ નથી. આ તો બરાબરીના ખેલ છે. સમાતના કાંઠે બેસીને પ્રાણ મૂકવાની વાત છે. જીવતાં પરાણે દટાવું નથી. મારું માની રહી જાઓ, ટાણું પાકે ત્યારે આવજો.'

'ભગત! આવા ઢીલા વેણે ધરતી લાજી મરે છે. મહામારગનો ભેમિયો આવો કાયર કેદુકનો થિયો? સોરઠી જનેતા લાજે છે, સંતનો સહવાસ શરમાય છે. તમ પે'લાં મારાં પરિયાણ જોઈએ. ઘરવાળી વિના ઘર કોણ સાચવશે?' ગંગાબાઈ બોલ્યાં.

'માઠું લગાડશો મા. હું તમોને કાયમને માટે ઘેર રહેવાનું કહેતો નથી. પણ પાનબાઈ હજુ નાનાં છે. તેને ભક્તિની રીત સમજાવીને આવો, નહિતર ઘરનો ધરમ જાશે. આપણે બેઉ સાથે જઈશું તો તેમને સંતસેવાની ભાવના કોણ બતાવશે? મારું માની પાનબાઈ બરાબર તૈયાર થાય ત્યારે આવજો. ઘરજોગ થાંભલી નહી હોય તો ઘર વગોવાશે. જાયો તો જોગંધર જેવો છે.'

સમાધિ ખોદાવા લાગી. દીકરો ખોદવા લાગ્યો અને સાસુ-વહુ માટી દૂર કરતાં કરતાં ભજનો ગાવાં લાગ્યાં:

ભજન

મેરુ તો ડગે જેનાં મન નથી ડગતાં, મરને ભાંગી પડે બ્રહ્માંડ જી.
વિપત્તિ પડે તોયે વણસે નહીં, સોઈ હરિજનનાં પ્રમાણ જી;
ચિત્તની વૃત્તિ જેની સદાય નિરમળ ને કોઈની કરે નહિ આશ જી;
દાન દેવે પણ રહે અજાચી, રાખે વચનમાં વિશ્વાસ રે. મેરુ.

હરખ ને શોકની આવે નહિ હેડકી, આઠે પહોરે રહે આનંદ જી;
નિત્ય રે નાચે સત્સંગમાં ને તોડે માયા કેરા ફંદ જી. મેરુ.
તન મન ધન જેણે ગુરુને સમર્પ્યાં, તે નામ નિજારી નરને નારજી;
એકાંતે બેસીને આરાધ માંડે તો, અલખ પધારે એને દ્વાર. મેરુ.
સંગત કરો તો તમે એવાની કરજો, જે ભજનમાં રહે ભરપૂરજી.
ગંગા સતી એમ બોલિયાં, જેને નેણે તે વરસે ઝાઝાં નૂર. મેરુ.

ભજન પૂરું થતાં સંતો આવ્યા. સહુ મળી ભગવાનને આરાધવા લાગ્યા. ગામમાં સમાચાર ફેલાતાં તમામ લોકો આવ્યા. ભગતને વિનવવા લાગ્યા. અફર નિશ્ચયથી ભગત અડગ રહ્યા અને સમાધિના કિનારે બેસી અલખ નામની ધૂન કરતા કરતા પ્રાણ મૂકયા. સહુ સંતોએ જયનાદ કર્યો.

સમાધિમાં માટી નાખી પૂરી દેવામાં આવી. તેના પર લીલી ધજા મૂકી શ્રીફળ વધેરવામાં આવ્યા.

ભગતજીના ગયા પછી ગંગાસતી દરરોજ એકેક ભજન બનાવી બનાવી પાનબાઈને પરમોદવા લાગ્યાં કે,

ભજન

શીલવંત સાધુને તો વારે વારે નમીએ,
જેનાં બદલાય નહીં વર્તમાન જો;
રામ ભરૂસો રાખે હૃદયમાં જેને, મહારાજ થયા મહેરબાન રે.
સ્નેહી કે શત્રુ કોઈ નથી, જેના દિલમાં પરમારથ ઉપર પ્રીત રે;
સતગુરુ સાનમાં પૂરણ સમજે ને રૂડી રૂડી પાળે રીત રે. શી.
વહેવારની વાતો જેને ગમતી નથી, ભજનમાં રહે ભરપૂર રે;
અલખને લખ કહી લાભ જ લેતાં, જેનાં નેણલાંમાં વરસે છે નૂર. શી.
પર ઉપકારમાં કરતા પ્રવૃત્તિ ને નિવૃત્તિમાં નિજરૂપ રે;
પોતે રહીને પોપે બીજાને, એવા સંત સાહેબનાં સ્વરૂપ. શી.
સંગત કરો તો એવા નરની કરજો, પમાય એથી ભવ પાર;
ગંગા સતી કહે સાંભળો પાનબાઈ, દેખાડે અલખનાં દ્વાર. શી.

ગામડાંમાં રહેલા અને ગામડામાં જીવન જીવનાર ગંગા

સતીની વાણીનો મર્મ ભલભલા દર્શનશાસ્રીના હૈયાને સ્પર્શે તેવો ગહનતર સત્ય તત્ત્વથી ભરેલો છે. આવી સાસુઓ જો ઘેરઘેર પાકી વહુવારુઓને બેસાડી ઉપદેશ આપવા લાગે, તો આજના ભારતની શાન કાંઈ ઓર બની જાય. ગંગાબાઈ કહે છે કે, પાનબાઈ! શીલવંત સાધુને તમો વારંવાર નમજો, જેનાં વર્તમાન–રીતિનીતિ બદલાતાં ન હોય, જે ભગવાનને ભરૂંસે રહેતાં હોય, જેના પર પ્રભુની કૃપા ઊતરી હોય, જેને સ્નેહી કે શત્રુ કાંઈ ન હોય અને પરમાર્થ પર સદાય પ્રેમ હોય. ગુરુસાનમા સમજેલા સાધુની રીતિ પાળતા રહેતા હોય. વહેવારની વાતો તરફ અણગમો રાખી ભજનમાં જ નિરંતર રહેતા હોય. અલક્ષ્ય(નિરાકાર બ્રહ્મ)ને લખ (સાકારરૂપે) કરી જોતા હોય, જેની આંખોમાંથી સ્નેહ ટપકતો હોય, વિકારનું નામમાત્ર ન હોય; કદાચ પ્રવૃત્તિ કરે તોપણ પરોપકાર અર્થે જ કરે, બાકીનો સમય સ્વરૂપનું ધ્યાન કરી મસ્ત રહે. જાતે ભૂલમા રહીને પણ બીજાને તૃપ્ત કરે; એવા સંતો ભગવત્સ્વરૂપ માનજો અને એમની સોબત કરજો. તેવા સાધુઓ જ પાનબાઈ, સંસાર પાર કરાવે છે. ભગવત્‌-દર્શન થતાં કૃતકૃત્ય થવાય છે.

આથી તો ગમે તે સાધુને આરાધવા એ હાનિકર્તા છે. હવે ગંગાબાઈ ભક્તિના લક્ષણો દર્શાવતા પાનબાઈને સંબોધી તમામના કલ્યાણ માટે કહે છે:

ભજન

લાગ્યાભાગ્યાની જે રહે મનમાં, ત્યાં લગી ભક્તિ ન થાય રે;
શરીર પડે તોપે ધડ લડે પાનબાઈ, સોઈ મરજીવા કહેવાય રે. (ટેક)
શરીર પોતાનું પણ માને નહીં મનમાંને, તે પૂરણ નિજારી કહેવાય રે;
સતગુરુચરણમાં શીશ નમાવે, દેહધણી મટી જાય રે...લા૦

નવધા ભક્તિમાં નિર્મળ રહેતા ને મેલી મનની તાણ રે;
પક્ષપાતી નહીં હરિતણા દેશમાં, એનું નામ પદથી ઓળખાણ રે.
અટપટો ખેલ એની પત સમજ્ય નહિ, જાણવા જેવી છે જાણ રે;
ગંગા સતી કહે સાંભળો પાનબાઈ, સત્સંગે મટી-ખાણ રે.

અર્થ : સંયોગ-વિયોગ, હર્ષશોક વગેરે દ્વંદ્વોની ભીતિ મનમાં રહે છે, ત્યાં સુધી માનવીથી સાચી ભક્તિ થઈ શકતી નથી. ભક્તિ કરનાર અહંમમત્વથી પર બની જાય. પાનબાઈ! જેનાં માથાં પડે અને ધડ લડે એવા શૂરાઓનો આપણો માર્ગ છે. દેહાભિમાનરહિત બની, ગુરુચરણે સર્વસ્વ અર્પણ કરે તેને જ તમો નિજારી મહામાર્ગી માનજો. મનની તાણવાળા એટલે આ મારા, હું આનો, આ મારું, આ તેનું આવી ભ્રાંતિ હોય તે નિજારી નથી. નિજીયા ધર્મનું સ્વરૂપ ગીતામાં કહ્યું તે જ છે, निर्मानमोहा जितसंगदोषाः। વળી શ્રવણ-કીર્તનાદિ નવ પ્રકારની ભક્તિ કશીય આશા વિના નિષ્કામભાવે કરતા રહે, જે પક્ષાપક્ષીમાં માનતા ન હોય, આને જ તમો ભક્ત માનજો. પાનબાઈ! આ નિજીયા મારગની રમત અટપટી છે. ગતની પત સમજી સાચવતાં શીખવું જોઈએ. પત જતાં ગતનું બંધારણ ટકતું નથી. આ ખાસ કરીને જાણવા યોગ્ય વાત છે. આવા મરજીવા મેરામણમનનાં શશીયલના ચરણમાં રહેતાં ચારે ખાણની ભ્રમણા મટી જાય છે.

આમ પૂરા બાવન દિવસ સુધી દરરોજ એકાદ ભજન સંભળાવી પાનબાઈને તૈયાર કરી ચોપનમે દિવસે પતિની બાજુમાં જ સમાધિ ખોદાવી ગંગાબાઈ બેસી ગયાં.

સૌરાષ્ટ્રની રળિયામણી ધરતીમાં આવાં શ્રીસંતો જન્મી પોતાના અંતરના ભાવો કાવ્યમા રેડી મહાપ્રસાદ સાહિત્યકારો અને ભજનિકો માટે સરજી ગયાં છે. તેમની આ સેવા નાનીસૂની નથી.

## ૫ : સંત રામબાઈ મા

વાંટાવદરના આહિરપટેલ માણસુરની દીકરી રામબાઈનાં આણાંઈત આવ્યાં હોવાથી ડેલીમાં ડાયરો જામ્યો હતો. અફીણ ઘૂંટાતાં હતાં. દૂંગાની કણીઓ લેવાતી હતી. નાસ્તાના થાળો ઘરમાં ભરાતા હતા. હુકો પરમાર્થી પુરુષની પેઠે ઘડીમાં અહીંયાં તો ઘડીમાં ત્યાં ફરતો હતો. સાણંદની ઊંચી તમાકુની વાસે ડેલીની હવા સુગંધ મારતી હતી. ભાદરવાના ઓસરતા વરસાદનાં ગાજ જેવા પાંચસાત હુકાઓ ડેલીની નીચે ગાજતા હતા.

એવામાં કોઈ કે ખબર આપ્યા કે, 'પટેલ! ગામમાં દુકાળિયાં આવ્યાં છે. હમણાં ગામ ભેળી દેશે.'

'હં મારો બાપ! પાંચસાત જુવાનો જાઓ, કાઢો, ગામમાંથી પાપને કાઢો, જોજો હો, ઘા કરતા નહીં. હળવે હાથે કામ લેજો, બિચારાં પહુડાં મરી જાશે. શો પાપનો પોરો આવ્યો છે? એલા કરમણ, એકાદ ટંકના ભૂખ્યા હોય તો ગામ બા'ર રાખી ખાવા દેજે હો! એને ઊંચે આભ ને નીચે ધરતી છે. મરાઠાઓ મરી પરવાર્યા, પેશ્વાઓનું પાધર થયું અને આ ટોપીવાળા ધણીરણી થઈ પડ્યા. ન સમજે બોલી કે ન સમજે રીતભાત!'

'પટેલ! વાત તો ખરી છે હો, ઉપરાઉપરના દુકાળે માનવીને બેહાલ કરી નાખ્યાં છે. કૈંક ભલભલા ખેડૂતો ભાંગીને ભૂકો થઈ ગયા. રાજા રાક્ષસ થયા, દીવાનો ઘર ભરવામાં પડ્યા, આ બાપડાં મા-બાપ વિનાનાંનું કોઈ ધણીધોરી ન મળે. આજ આ ગામ તો કાલે પેલા ગામે રઝળે, ક્યાંય થર થઈ બેસવાનાં ઠેકાણાં ન મળે. સહુને સહુની પડી હોય ત્યાં

આવાંને પોતાનાં કરી રાખેય કોણ ?'

માણસુર બોલ્યો : 'ઉપલો આંખો મીંચી ગયો છે, ભાઈ ! નહીંતર આમ હોય ! મણ ધાન એક રૂપિયે. ચારશેરુકું ઘી. પણ નાણું ન મળે. રાજા નદ થયા. દમડે ઊંટ વેચાય પણ દમડા ન મળે. શું પ્રજાનો નબળો સમો આવ્યો છે ?'

સંવત ૧૮૬૯ની સાલમાં ભયંકર દુષ્કાળ પડ્યો, ત્યાર પછીનાં વર્ષો એક યા બીજા કારણે નબળાં જ ગયાં. તીડ, કે પોપટ, ખપેડી, અતિવૃષ્ટિ કે હિમ, કાંઈ ને કાંઈ તો હોય જ. બાકી રહે તો રાજા લશ્કરને ખવડાવવાના નામે ઉસેડીને લઈ જાય. પેશ્વા રાજ સાચવી શક્યા નહીં અને દેશના કમનસીબે રાજાઓ કાં તો નમાલા અને કાં રાજ વધારવાના રોગવાળા પાક્યા. કાઠીની ભીંસ, બહારવટિયા અને તેની પાછળ ફરતી ગીસ–આ બધાયના મારથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારવા લાગી; બાકીનું કામ રોગ પૂરું કરતા. જે મરતાં તેનાં બાળકો પેટ ભરવા કંગાલિયાં બની ગામેગામ રઝળતાં. આવા દશ–વીશના ટોળાને લોકો દુકાળિયાં કહેતા. ગામમાં આવવા દેતા નહીં, મારી હાંકી કાઢતા; કારણ કે ગામવાળાને પણ પેટ ભરવાના સાસા હોય ત્યાં દુકાળિયાંને શું આપે ? આમ ગામેગામ થતું હતું.

બે ચાર જુવાનો લાઠીઓ લઈ ઊપડ્યા. આ બાજુ કસૂંબો તૈયાર થતાં રંગ દેવાયા અને અંજલિઓ ઉપર અંજલિઓ દેવાવા લાગી. નાસ્તા આવ્યા, પછી રાવળે દેવાયત બોદલની વાત ઉપાડી.

જુવાનોએ ઝાંપા પાસે ઊભેલાં, કરગરતાં, તદ્દન નગ્ન, ટાઢથી થરથરતાં, ભયથી દબાતા એકએકની પાછળ છુપાતાં બાળકોને જોયાં; એટલે લાઠી લઈ ઝૂડવા જ લાગ્યા. બાળકો

ભાગ્યાં, કોઈ પડ્યાં, કોઈનાં માથાંમાંથી લોહી નીકળ્યું. 'ઓય....રે મા, ઓય રે બાપ'ના અવાજે વાતાવરણ કરુણ બની ગયું.

રામબાઈ પાણી ભરીને આવતી હતી. તેણે આ દયાજનક દેખાવ જોયો. એક તરફ નિઃસહાય ઉઘાડાં, ભૂખ્યાં, અનાથ, માબાપવિનાનાં બાળકો અને બીજી તરફ કિકિયારી કરતા ગામના જોરાવર લાઠીધારી જુવાનો. 'અમને મારો મા, અમે જઈયે છીએ બાપુ! અમને મરેલાંને મારો મા, અમે ભૂખ્યાં છીં. અમારું કોઈ નથી,' આવા કરુણ, પથ્થરને પિગળાવે એવા પોકાર તરફ કોઈ જ ધ્યાન આપતું ન હતું. રામબાઈનું હૈયું આવા હિચકારાં કર્મ જોતાં પીગળી ગયું. તેની અંદરની સૂતેલી માતૃભાવના જાગી ઊઠી. તે મારનારની આડે આવી ઊભી રહી અને બોલી:

'ખબરદાર, હવેથી જો મરેલાને મારવા કોઈએ હાથ ઉપાડ્યો છે તો? શરમ નથી આવતી, આવાં નમાયાં-નબાપાં, ભગવાનને ખોળે જીવતાં ફૂલને કચરતાં? આનું કોણ છે? જાઓને માટીઆઈ હાથમાં સમાતી ન હોય તો આ રહ્યું સાળિયું. બેશરમો! આવાં નાનાં રોપડાંને ડાંગો મારતાં વિચાર નથી આવતો?' રામબાઈની ત્રાડે જુવાનો થંભી ગયા. એમાંનો એક બોલ્યો:

'બેન! આવાં આટલાં જ નથી. જો આને ગામમાં ગરવા દેશું તો આવાંથી આખું ગામ ભરાઈ જાશે. આજ તો આશ ફાટ્યું છે, હજારો છોકરાંઓ આમ રઝળે છે. બાપુએ કહ્યું ત્યારે જ અમે હાંકી કાઢવા આવ્યા છીએ'.

રામબાઈની આંખોમાંથી શ્રાવણ–ભાદરવો ઝરવા લાગ્યો. તેનું હૈયું વલોવાવા લાગ્યું. મા સોરઠી! તારી આ દશા! એક

બાળક મેળવવા માટે અનેક બાધાઆખડીઓ રાખવી પડે, તપ તપવાં પડે, જોષ જોવરાવવા પડે અને તેનો જન્મ થાય તો સાકરો વહેંચાય; એ જ બાળકોની તારા અભાગિયા ખોળામાં આ દશા? આજે ભગવાનના નામે–ભરુંસે જીવનારના માથામાં લાઠિયુંના માર! અન્ન માગનારનાં મોઢા પર તમાચા પડે છે, નાગાઉઘાડાંને કોઈ જ ઢાંકનાર નથી! સોરઠ, તારું શું થાવા બેઠું છે! રાંકનેય આશરો મળે, આને કોઈ ગામમાં પેસવા દેતું નથી! આભનાં ઓઢણાં અને જમીનનાં પાથરણાં ય સુખે મળતાં નથી, જમીન આ કમનસીબ માનવીઓને જાકારો ભણે છે.

'આજે મને આણું તેડવા આવ્યા છે, સાસરે જવું અને આવાં જ બાળકો ધરતીનાં ખોળે મૂકવાં. એની પણ કદાચ આવી દશા થાય તો? આ બિચારાનુ કોઈ નથી. આને ઉછેરું, મારાં માનુ, હૈયા પર રાખી તેની સેવા કરું. આથી વધારે જીવનની સફળતા બીજી કઈ?

'ભાઈઓ! તમો ગામમાં જાઓ, આને હું રવાના કરી આવું છું; તે તમારા ગામમાં નહીં આવે.'

જુવાનો ગામમાં ગયા અને રામબાઈ ભયથી ધ્રૂજતાં બાળકો પાસે ગઈ. હેલમાંથી પાણી પાયું. ઘવાયેલા હતા તેમનાં માથાંનું લોહી ધોઈ પોતાનુ ઓઢણું ચીરી તેના પાટા કરી વીંટ્યા. ભયથી કંપતાંને ખોળામાં બેસાડી ધીરજ આપી.

'હું તમારી મા છું, હો! ડરશો નહીં. હવે તમને કોઈ જ નહીં મારે.'

'બા, આજ તું એક પહેલવેલી મળે છે કે, જે મારતી નથી, હેતે બોલાવે છે, ખોળામાં બેસાડે છે. મા, હવે અમે મરી જઈએ તોય દુઃખ નથી. અમે ભૂખે મરીએ

છીએ, કૂતરાંની પેઠે માર ખાતાખાતા જે કંઈ સૂકી ભાખરી મળી આવે છે તે પાણી સાથે ખાઈ જીવીએ છીએ. જોને, અમારાં હાડકાં ય હવે તો ગળી જવાં આવ્યાં છે. અમારાંમાંથી બે–ત્રણ રોજ મરે છે. ગઈ રાતે બાંભણ નદીની રેતમાં અમે સૂતાં હતાં. સવારે અમારામાંથી ચાર જણ ઊઠ્યાં જ નહીં અને એને કૂતરાં ખાઈ ગયાં.'

બોલનારને હૈયા સાથે ચાંપી માથે હાથ ફેરવતાં રામબાઈ બોલી. 'બાપુ, આપણા ગરીબના દેહ આજે સસ્તા થઈ ગયા છે, કૂતરાંઓ ખાય છે એ પણ એનો પાડ માનવો જોઈએ. રાજાઓ સોરઠને ભૂલી ગયા. ભગવાન મોરલીધરે મેર ઉતારી. હું તમારે માટે ભીખ માગીશ, તમને ખવડાવીને ખાઈશ. તમોને મારવા આવશે એની લાકડીઓ મારી છાતી પર ઝીલીશ. તમારું લોહી નીકળે તે પહેલાં મારું લોહી વહાવીશ.' આમ ધીરજ આપી ઠાલી હેલ અને પોતાનાં દુકાળિયાં સંતાનોને લઈ બાપની ડેલીએ રામબાઈ આવ્યાં.

જુવાનીના ઉંબરે હજુ હમણાં જ એણે પગ મૂકયા હતા. સારાઘરની ખાધેલપીધેલ દીકરી. માની માનીતી, બાપની લાડકવાઈ, ભોજાઈ ઓની રમતિયાળ નણદલબા: આમ તમામ રીતે સુખમાં ઊછરેલી રામબાઈનાં રૂપ ગામમાં વખણાતાં. ગોરાં ગોરાં રામબાઈ જ્યારે મળવા આવતાં ત્યારે કોઈ હસતાં અને ખોળામાં બેસાડી નિર્દોષ મોં જોઈ ચૂમતાં અને કહેતાં: 'મારી રામ હવે તો જલદી મારાં આંગણિયાં શોભાવવા આવે તો સારું. જોતી જાઉં અને આંખો ઠારતી જાઉં.' કોઈ પોતાના ભાઈની સ્રીને મીઠો ઠપકો આપતાં કહેતાં: 'ભાભી, તું તો આણું ગમે ત્યારે કરીશ. હું તો મારી ભત્રીજીને તેડી જવાની છું, મારો ભાઈ ઠપકો આપશે તો

ભાઈબેન સમજી લેશું.'

'નણંદબા ! હજુ રામ નાની છે. વેળા આવ્યે હું ઘડીયે ઘરમાં ના રાખું, એને આંઈ કરતાં ફુઈને ઘેર વધુ ગમશે. તમનેય આ ઘર મૂકી મારા નણદોઈનાં ઘર ગમ્યાં ને ?'

સહુ હસી પડતાં. આમ વિનોદમાં ને વિનોદમાં આણું વળાવવાનો સમય આવ્યો. ખબર મોકલાવવાથી મે'માનો આવ્યા હતા.

નાનાં દુકાળિયાં છોકરાંઓ સાથે રામબાઈ ઉઘાડે મોંએ ડેલીમાં આવી ઊભી રહી. વાતો અટકી પડી. સહુની આંખ રામબાઈ અને છોકરાંઓ ઉપર ચોંટી. રામ જેવી દીકરી આજે ઉઘાડે મોંએ સાસરવેલ સામે કેમ ! કોઈથી કશું સમાધાન થયું નહીં.

'રામુ, આ શું બાપ ! તારી સાસરવેલ સામે તું ઉઘાડે મોંએ બાપુ ! દાયરાનીયે મર્યાદા મૂકી !' માણસુરે કચવાતે અવાજે કહ્યું.

'બાપુ ! તમે સહુ મારાં માવતર છો.' રામ બોલી, 'પછી લાજમરજાદ કેવી ! આયરની દીકરી આજ તમારી પાસે ભીખ માગે છે. આખીયે આયર જ્ઞાતિ ભીખ આપશે ?'

દાયરો થંભી ગયો. રામ શું કહેવા માગે છે તે કોઈથી કળાયું નહીં. 'પણ બેટા, છે શું ? વાત તો કરો ?' રામના સસરા બોલ્યા.

'મારા ધરમનાં માવતર, મારે આ છોરુડાંની મા થાવું છે. આ પોટાંને પાળવાં છે, આ અનાથ ઈંડાંને સેવવાં છે, આનું કોઈ નથી.' આમ કહી નાગાં–ઉઘાડાં, મારની સોળો ઊપડેલાં ટાબરને આગળ કર્યાં. 'જુઓ તો, આને કેવો માર પડ્યો છે ! કૂણી ચામડી ઊપડી આવી છે. પેટ ભૂખથી તળાવ

થયાં છે. આમાંના ખાડા મૂઠી મૂઠી ધાન સમાય એવા ઊંડા થઈ ગયા છે. આને મરતાંય મારાં કે'નાર કોઈ જ નથી. તમારા દીકરાને બીજી આયરાણી મળી રહેશે. આ અનાથ અભાગિયાંઓને મા નહીં મળે. આ ગભરુની મા બની મારે તેમને પાળવાં છે. મોરલીધર મા'રાજના નામે તમારા આવિનુનાં પગુમાં પડી વિનવું છું કે, મને છુટી કરો, મારાથી આ કેર જોવાતો નથી. છતાં પરણુ લઈ બેસો તો સારાવાટ નથી. મારાથી હવે વહુવારુ બની પાણીની હેલ નહીં ભરાય. મારે મા થાવું છે. આ ધ્રૂજતાં પોટાં તરફ જુઓ, આ નમાયાં-નબાપાં, બધાયથી તરછોડાયેલાંની ગોવાળી કરવા દિયો. એને ઓઢાડનાર, પાળનાર કે સોડમાં સંઘરનાર કોઈ નથી.'

જુવાનોના મારથી લોહી નીકળેલાં દુકાળિયાંને જોઈ સહુની આંખ ભીની થઈ.

'રામ ! દીકરી ! આભ ફાટ્યો ત્યાં આપણાથી થીગડાં કેમ દેવાય બાપ ! આવા સો-બસો નથી, હજાર છે. આ કામ તો હજાર હાથવાળાનું છે, બે હાથવાળાનું નથી.'

'આભને તો થીગડાં ન દેવાય, બાપુ ! પણ આટલાં તો પળાય ? મારે હવે સંસાર માંડવો નથી. મારો આતમરામ નમાયાં બાળકોની સેવા કરવા કહી રહ્યો છે. આ મારો જોગ, જપ, તપ, દાન, પુણ્ય અને ભક્તિ બધુંય આમાં છે. આ જ મારાં સાચાં સગાં છે. આથી વધારે આવશે તો સાચવીશ, ઘરઘર ભીખ માગીશ, શેરીએ શેરીએ અથડાઈશ, ચોરેચૌટે મારાં બચ્ચાંઓ માટે ભજન ગાઈશ, પણ આને ભૂખ્યાં નહીં રાખું. આ ગભરુને મીઠો હાથ ફેરવવા ગાભા સાંધી પે'રાવી મારા આતમાને સંતોષીશ. મોરલીધરનાં વચન છે કે, ક્ષત્રીની તેગે ને આયરની દેગે દીનોનાથ હાજરાહજૂર છે.'

રામબાઈના નિશ્ચયે અને બાળકોની સ્થિતિએ સહુનાં મન કૂણાં કર્યાં. સો કોરી અને બધાંય બાળકોને કપડાં આપી આયરે રજા આપી. 'જય મોરલીધર મા'રાજ' કહેતી રામુ ડેલી બહાર નીકળી. કર્તવ્યની વેદીમાં યુવાનીના તમામ ભાવોની આહુતિ આપી, આહિરકન્યા વણઉપદેશે વૈરાગ્યનો એક પણ પ્રસંગ ઘરમાંથી ઊભો થવા દીધા વિના જ ત્યાગી બની.

માએ આવી દીકરીને બાથમાં લીધી અને રોઈ પડી: 'મારી રામુ, આવાં અનોખાં રૂપ! આવતી જુવાનીમાં તને એકલી કેમ મુકાય?'

'મા! રૂપનાં રખવાળાં કરનારો બેઠો છે. આયરની દીકરી છું. તારે ઘેરથી તો અમથીયે આજે સાંજે જવાની હતી. તારે તો કશુંય નવું નથી. રામુ સદ્દપંથે પડે છે, અનાથમાતા બને છે. રાજી થા ને! સાસરવાસણી દીકરીના મોહ શા?' માને સમજાવી રામબાઈ બાળકો સાથે વવાણિયા નામે બાજુના બંદરના ગામ તરફ ચાલી નીકળી.

જે કામ જ્ઞાનની વાતો કરનાર વેદાંતીઓ, પરાયાને ઉપદેશતા પંડિતો અને અસદ્દગતિએ ગયેલાને સ્વર્ગના માર્ગે વાળનાર પુરાણીઓથી ન થયું, તે કામ એક અભણ યુવતીએ– મોજ માણવાને ઉંબરે ઊભેલી આયરકન્યાએ કર્યું.

માર્ગમાં રાત પડી. બાળકો સાથે રામબાઈ એક ઝાડને આશ્રયે સૂતી. સાંજ થતાં સુધીમાં બાળકોની સંખ્યા સોનો આંક વટાવી ગઈ. આખાય દિવસનાં બધાંય નિરાહાર હતાં.

મા'રાજનાં કિરણો જગતને અજવાળતાં આભના ઓવારે આગળ વધવા લાગ્યાં. ખેડૂતોની અવરજવર માર્ગમાં થવા લાગી, ત્યારે બચ્ચાંને લઈ અનાથમાતા આગળ ચાલી. ધીમે ધીમે ભગવાન કશ્યપદેવનાં કિરણો જમીનને તપાવવા લાગ્યાં.

ઊંચું જોઈ રામબાઈ બોલી : 'મા'રાજ, તમેય મે'ર મૂકશો ? મારાં ગભરુંની તમનેય દયા નથી આવતી ? પગે, અંગે અને માથે ઉઘાડાંને તપાવશો ? આજનો દિવસ જરાક હળવા તપો તો ? આમનું જગતમાં કોઈ જ નથી. સોરઠ ધરતીમાંથી મે'ર ગઈ છે. આજ સહુ સહુના પેટા પાળવામાં પડ્યા છે. ઘરો ઘરથી શમ ઊઠી ગયા છે.'

આમ સૂરજદાદાને વિનવતી આગળ ચાલતી હતી, ત્યાં મારગમાં એક સાધુ મળી આવ્યો. તે પણ બિચારો ચીંથરેહાલ હતો. તેની બગલમાં રામસાગર જોઈ રામબાઈ બોલી : 'બાપુ, મને આ જગતને તારનાર, તરણતારણ નાવડું આપશો ? ગરીબના સાથીને મારી કાંધ પર લઈ આ મારાં અનાથને માટે બટકી બટકી રોટી ગાતી ગાતી માગી લાવું.'

સાધુની આંખોમાં રામબાઈના ભાવે આંસુ આવ્યાં. તેમણે પોતાનો રામસાગર ખુશીથી આપ્યો અને તે બીજે માર્ગે ગયો.

રામબાઈ બાજુના ગામે પહોંચી. પાછળ તમામ નાગાં, ઘવાયેલાં, ભૂખ્યાં બાળકોની સાથે ગાતી ગાતી ઘરોઘર ફરવા લાગી. રામસાગર જીવનમાં કદી નહીં ઉપાડેલો તે આજે નિરાધાર બાળકોના માટે ખભા પર કોમળ આંગળીઓ ફરતાં ગાજવા લાગ્યો :

ખોટો આ ખેલ સેરામ ખોટો આ ખેલ,
બ'દો બાજીગર કરતો, આ ખોટા ખોટા ખેલ.
કું'જરનો લઈને વા'લો કીડીમાં મેલે આતમ,
પણ પાણી ધરતી વિના વાડે અમરવેલ.
લાખું વાદળીઓ વા'લો વાયે ઉડાડી લાવે,
વણથંભે રાખે માંહી પાણીડાં ભરેલ.
પાણીમાં અગની રાખે હીરાલેમ ધરતી પાકે,
સદ્‌ગુરુ સાને સમજે સુરતા ઠરેલ.........

રામુ કહે માયા મોટી જાણવા થાવું નાં ખોટી,
માગણું સહાય રાખે મનડાં મરેલ........

હવામાં લહેરાતા ભજનની મધુરતાએ ગામ ગાંડું બન્યું. તમામ બાળકોને ગામે જમાડ્યાં. સસરાજીનાં નાણાંનાં નવાં કપડાં અહીંયાં જ કરાવી પહેરાવ્યાં. રામુને વિશ્વંભરનો પાકો વિશ્વાસ બેઠો.

અનાથમાતા વવાણિયે આવ્યાં અને ત્યાં જ અનાથાશ્રમ બનાવી રહ્યાં. શ્રીમંતોને ખબર મળી કે, એક જુવાન આયર કન્યાએ પરાયાંને પોતાનાં માની અનાથમાતા બની છે, એટલે તેમના ચરણમાં ઢગલેઢગલા અન્નવસ્ત્રો મૂકયાં. ઘણાંયે ધા સાંભળી. જોતજોતામાં જગ્યા બંધાઈ ગઈ. પછી તો સદાવ્રત ચાલુ થયું. ગરીબોને અન્ન સાથે કપડાં પણ અપાવા લાગ્યાં. બેચાર કામ કરનાર મળી આવ્યા. રામબાઈની કીર્તિ સૌરભ, સૌરાષ્ટ્રભરને મુગ્ધ કરતી કાશીના ઘાટ સુધી પહોંચી.

૨

'બા, કાલે આવેલા સંત ત્રણ ટંકો થઈ છતાં જમતા નથી. મેં ઘણી વિનવણી કરી છતાં માનતા નથી.' જગ્યામાં કામ કરતી એક બાઈએ રામબાઈને કહ્યું.

'ઉજમ, આજનો દિવસ જવા દે. કાલે બપોરની પંગતમાં જમવા કહેજે, જો જમવા બેસે નહીં તો મને કહેજે.'

તે રાત વીતી. બીજે દિવસ મધ્યાહ્ન થયા. ભગવાનને થાળ ધરાયો. હરિહરનો અવાજ થયો. જમનાર પંગતમાં આવી બેસી ગયા. ફક્ત પેલા મહાત્મા ઊઠયા નહીં, કામવાળીએ બે-ચાર વખત કહ્યું પણ તેમનું તેમણે માન્યું નહીં.

'બાઈમા, સંત જમવા ઊઠતા નથી.' ઉજમે ખબર આપ્યા.

'સારું, જા, તું તારું કામ કર.' આમ કહી તેને રવાના કરી બાઈ સંતના આસન પર આવી બોલ્યાં, 'મહાત્માજી! તમો આજે બે દિવસ થયા કેમ જમતા નથી? આપને કાંઈ જોઈએ છીએ?'

'હા રામબાઈ, જો તમે આપશો તો જ જમવું છે; નહીંતર અહીંયાંથી ભૂખ્યો જ કાલે જવાનો છું.'

'બોલો, શું જોઈએ છીએ? આ ઘર, માલમિલકત તમામ સંતો માટે છે. મારું આમાં કાંઈ જ નથી. તમારું છે અને તમારે લઈ જવાનું છે. પધારો જમવા.'

સાધુ આનંદમાં આવી જઈ બોલ્યો: 'મને તમારું રૂપ જોઈ મોહ થયો છે; તો આપ આત્મપ્રદાન કરો, એ જ મારી માગણી છે. હું તમારા રૂપ પર ગાંડો થયો છું.'

ક્ષણનો પણ વિચાર કર્યો વિના જ રામબાઈ બોલ્યાં: 'પધારો, જમી લો. આપની માગણી મને મંજૂર છે. આ જગ્યામાં કોઈ જ નિરાશ થતું નથી.'

સાધુજી જમવા ઊઠ્યા, જમ્યા અને રાત્રિ પડવાની રાહ જોવા લાગ્યા. રામબાઈએ કામવાળી બાઈ સાથે કહેવડાવ્યું કે, 'મધરાતે સામેના ઓરડે પધારજો.' સાથે ગામમાંથી નવી રેશમી જોડી કપડાંની મંગાવી અને તે જ વખતે પોતાનાં માપની સીવડાવી તૈયાર કરાવી.

રામબાઈ સફેદ વસ્ત્રો વિના બીજું રંગીત કપડું બાપનું ઘર મૂક્યા પછી અંગને અડાડતાં નહીં. ઉજમને આજે નવાઈ લાગી.

રાત્રિ પડી, ભજનો ગવાતાં બંધ પડ્યાં, સહુ સહુને સ્થાને ગયાં; પછી રામબાઈ કપડાં લઈ મંદિરમાં ગયાં. ઉજમ આ બધું જોતી હતી.

વસ્ત્રો પહેરી ભગવત્પ્રતિમા તરફ જોઈ હસી પડ્યાં

અને બોલ્યાઃ 'નંદકુમાર! હું સમજું છું. આ બધા કારસ્થાન તારા છે. મારા મનમોહન! આહિરના ઘર બહુ ગમે છે? કનૈયા, રાધાને રઝળાવી, તું એ જ કે? ઘર સુકાવ્યું, અનાથની માતા બનાવી, જુવાનીની જ્વાળા સહેજમાં બુઝાવી, ફરી નવું તૂત ઊભું કરવા આવ્યો! ભલે આવ્યો. જશોદાના લાલ, આજે રામુ તને નચાવશે, ભલે મારું જીવન જાય, ધર્મ જાય, કીર્તિ જાય, પરવા નથી. પણ એક જ વાતનો ધોખો થાય છે કે તું સાધુના ચોળામાં વસીને શા માટે બોલે છે? જાતે આવતા શરમાય છે? હું પણ રાધાની જાતની છું, ભોળા આયરો મોરલીધર, તારા નામે વણમૂલે વેચાતા આવ્યા છે.' આમ પ્રેમ દીવાની રામબાઈ હરસાદાર કપડા પહેરી ઓરડામા ગયા. ઉજમ જાગતી જ હતી. તેને લાગ્યુ કે, બાઈમા ગાંડી થઈ ગઈ છે.

રાત્રિનો સન્નાટો છવાઈ ગયો હતો. ચંદ્રદેવ રાતરાણી સાથેના પ્રણયના પ્રભાવે વિશ્વને ચાંદીના પતરે મઢતા અમૃતની વણમાગી નવાજેશ કરી રહ્યા હતા. તારલાઓ રોહિણી નાથના સ્વૈરવિહાર પર હસતા તેના ચાહુડિયા પાડતા હતા. જગ્યાના તમામ બાળકો અને કામ કરનાર ઘસઘસાટ સૂતા હતા.

'ઉજમ!' માનો અવાજ આવ્યો.

'હે મા, આવી!' કહેતા ઉજમ ઓરડા પાસે આવી.

'જા, પેલા સતને અહીંયા મોકલ.'

'મા! આ અણઘટતુ થાય છે!' ઉજમ ધીમેથી બોલી.

'જા, આજ્ઞા તે આજ્ઞા તારાથી હું વધુ સમજુ છું.'

ઉજમ સતને જવાનું કહી પથારી પર આવી રડી પડી. તેને સંસાર સળગતો જોવામા આવ્યો. રામુ જેવી બાઈ

આ શું કરતી હશે !

થોડીવારે ધડામ કરતો પડવાનો અવાજ આવ્યો. ઉજમ દોડી. સાધુને બેશુદ્ધિમાં પડ્યો જોયો. પાસે રામબાઈને પુત્રને મા સંભાળતાં હોય તેવા ભાવથી માથા ઉપર હાથ ફેરવતાં જોયાં. થોડીવારે ભાનમાં આવતાં સાધુ રામબાઈના પગમાં પડી રડતાં રડતાં બોલ્યો: 'માતા! कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति। આ અધમે અધમ યાચના કરી, જનેતાના અંગની ભૂખ જાગી. મા, મેં તારાં સિંહણનાં સ્વરૂપ જોયાં, તું કેટલી મહાન છે તે ત્યારે જ સમજાયું.'

'હશે વીરા! માનવીમાત્ર વાસનાનો ગુલામ છે, જ્યારે સમજણ આવે ત્યારે સાધુ થવાય. ઊઠો, આસન પર પધારો.'

આ ગડબડાટમાં જગ્યાના તમામ ટેલવા જાગી ગયા અને સાધુને ઘેરી વળ્યા. બાઈમા ઓરડામાં ગયાં અને કમાડ બંધ કરી અજપાજપ જપવા લાગ્યાં.

સાધુને ટેલવાઓએ અને ઉજમે પૂછતાં તે બોલ્યો: 'હું જ્યારે કમાડ ઉઘાડી ઓરડામાં જવા લાગ્યો, ત્યારે પલંગ પર રામબાઈ નહિ, પણ સિંહણ જોઈ. હું ભયનો માર્યો પડી ગયો, પછી તો તમેય જાણો છો.'

બીજે દિવસે સાધુ પસ્તાતો પસ્તાતો ચાલ્યો. જતાં જતાં બાઈના પગે પડ્યો.

રામબાઈ બોલ્યાં: 'મહાત્માજી! તમારો જરા પણ અપરાધ નથી. રૂપ વય સાથે તાદાત્મ્યભાવ સાધી સામાના હૈયામાં વિકાર સરજાવે છે. આ માર્ગે ઇંદ્ર, બ્રહ્મા, ચંદ્ર, પારાશર અને વિશ્વામિત્ર જેવા ગોથાં ખાઈ ગયા છે. પછી તમારું શું ગજું? સાચે, તમારી આજની રીતભાતથી મને

જરાય દુઃખ લાગ્યું નથી; કારણ કે તમારા ઘટમાં ઘટનો ઘડનારો અંતરયામી બેઠો છે, એ જ તમને બોલાવતો હતો એમ જ માનતી હતી અને હજુ માનું છું.' રામબાઈની આવી ભદ્ર અને વિશાળ ભાવના જોઈ પોતે નકામી રાખ અને ચંદન બગાડ્યું એમ સાધુના મનને થવા લાગ્યું. સાધુ મહારાજ ત્યાંથી ચાલ્યા ગયા.

થોડા દિવસે રામબાઈ પોતાની બહેનના દીકરા રામદાસજી કે જે બાલબ્રહ્મચારી રહી માની સેવા કરવા જગ્યામાં રહ્યા હતા, તેને લઈ સાયલા, લાલજી મહારાજની જગ્યામાં આવ્યાં અને ત્યાં તેમના શિષ્ય કૃષ્ણદાસજી પાસે સાધુપણાની દીક્ષા લીધી.

કૃષ્ણદાસજી પણ સાયલાનું ગુરુસ્થાન ગુરુની આજ્ઞાથી છોડી વવાણિયા આવ્યા અને જીવનભર ત્યાં જ રહ્યા. મંદિર બંધાવી તેમાં ભગવાન રામજીની પ્રતિમા પધરાવી.

રામબાઈ આમ અનેક અનાથોને સનાથ બનાવતાં, સંતમહાત્માની સેવા કરતાં, સદાવ્રત અને વસ્ત્રદાન આપતાં, સંવત ૧૯૩૪ની સાલમાં વિદેહમુક્ત થયાં. તેમની પાછળ તેમની બહેનના પુત્ર રામદાસજી મહાત્માના સ્થાન પર આવ્યા. રામબાઈનાં અપૂર્ણ કાર્યો સારી રીતે પૂર્ણ કર્યાં.

વવાણિયામાં આજ પણ રામબાઈની જગ્યાના નામે આ સ્થાન ઓળખાય છે અને વવાણિયા શ્રીમદ્ રાજચંદ્રજી ના નામે પ્રસિદ્ધ છે. તેમને વેદાંત જેવો ગહનતર વિષય સહજ સિદ્ધ થયો, તેમાં રામબાઈની જગ્યાનો મુખ્ય ફાળો છે.

## ૬ : પરમાબાઈ

'ભગત! આમ ને આમ ક્યાં સુધી નગુરા ફરવું છે? આજકાલ કરતાં બે વરસ વીતી ગયાં.' પરમાએ પોતાના પતિ જાલા રબારીને કહ્યું.

'પરમા! વાત તો તારી ખરી છે. ધરમના કામમાં ઢીલ ઠીક તો નહીં. આવતી અષાડીયે જાઈએ તો કેમ?'

'મને હરકત નથી, ગમે ત્યારે. માનવી ગમે તેવો ભક્ત હોય પણ ગુરુ વિના જ્ઞાન ન ઊપજે, ગુરુ વિના મટે ન ભેદ—આમ સંતો કહી ગયા છે તે જૂઠું નથી. દોરનાર હોય તો મારગે જવાય. રામ ભગવાનને વસિષ્ઠ અને કૃષ્ણ મા'રાજને સાંદીપનિ ગુરુ હતા.'

જાલાને ઘરવાળીનું કહેવું ગળે ઊતરી ગયું. અષાડી બીજને માત્ર ચારછ દિવસ બાકી હતા.

જાલો વાંકાનેરના ગામ મેસરિયાનો રબારી હતો. તેના પિતા નાતના આગેવાન, પાંચમાં પુછાતા, સુખી માણસ ગણાતા. બહોળો માલ અને આઠદસ સાંતીની જમીન ખેડતા. ઘરે ઘોડા. બેચાર આવ્યાગયા મહેમાનના ઉતારા. આમ બધી રીતે સુખી હતા.

જાલાથી મોટા ત્રણ ભાઈ હતા. બાપ મૂઆ પછી સહુ જાલાને પરણાવી જુદા થયા. જાલો પણ પરણેતર આવ્યા પછી પોતાના ભાગની જમીન ખેડવા લાગ્યો.

જાલાની ઘરવાળીનું નામ પરમા હતું. પરમાનાં માબાપ ભક્તિદશાવાળાં, સંસ્કારી અને સાધુસેવામાં ભજનાનંદી હતાં. થોડો માલ રાખતાં અને થોડી આમદાનીમાં સુખે જીવતાં. તેમને ફરજંદમાં પરમા એક જ દીકરી હતી.

પરમાને બાળપણથી જ ભક્તિનો રંગ લાગ્યો હતો. ભજનો ગાવા, સાધુ સાથે બેસવું, મેળા-ભંડારામા બાપુ સાથે જવું, આ બધું પરમાને ગમતું. તેમના બાપુએ પરમાને બચપણમાં જ કંઠી બંધાવી હતી. તે ઉમરમા આવતા જાલાને ભક્તિદશાવાળો જુવાન જોઈ પરમાને આપી. લાડેકોડે વિવાહ થયા અને એકાદ વર્ષે પરમા એને ઘેર ગઈ. જાલો અને પરમા-એક ઘરમા બેઉ ભલા ભેળા થાતા અન્નના પરબ બાંધ્યા, કોઈ પ્રાણી પરમાના આગણામાથી ભૂખ્યું જાય જ નહી. જાલો સગાળશા ને પરમા ચગાવતી હતા એકાદ વર્ષ ઘેર રહેતા, લોકો પરમાને આઈ વરૂડીનો અવતાર ગણવા લાગ્યા.

જાલા ભગતના ભાઈઓને વહુની રીત ગમી નહીં એકાદ બે વખત જાલાને બોલાવી કહ્યુ ખરુ, પણ જાલે ઉડાઉ જવાબ દીધોઃ 'ભાઈ, મારુ હુ દેઉલુ છું, તમારે ચિંતા કરવી એ તમારો ધર્મ છે રોટલા આપતલના ઓટલા ગયા સાભળ્યુ નથી. બાકી રોટલા ભાગતલના ઓટલા વળ્યાના તો હજારો દાખલા છે'

જાલાને મૂર્ખ અને પરમાને કૂલણવહુ માની, હાર્યો રહેશે, વાર્યો નહી રહે, આમ સંતોષ માની ફરી કહેવાનુ ભાઈઓએ બંધ કર્યું

'કોનો આશરો લેશુ ?' જાલે પરમાને પૂછ્યુ.

'જેના મન નિરમળા હોય, સતસેવા આઠે પો'ર જેને આગણે થતી હોય, હૈયામા પૂજાવાની મમતા ન હોય, પરાયા ના દુખે દુખી થનાર નેમધારીના શરણા ગોતી લે, બાકી જગ્મા ધારી માનના મરેલા હુપદમા હેરાન થાતા, ઊજળા લૂગડા વાળા બીજાને નમતા બીતા હોય તેવાના પગમા માથા મૂકવા નથી. પોતાને ધણીનો ભરુસો ન હોય, કેવળ સેવકોની સેવા

કરી પછી ટેલ ઉઘરાવી મોજ ઉડાવતા હોય એવા હીણાને ગુરુ કરી શું મેળવીએ ? આવા પેટભરા તો સોરઠમાં ઘણાય થાંભલે ખોટી ધજા ચડાવી હાટડાવાળા બેઠા છે.' પરમાયે જાલાને ક્યાં જવું એ સૂચવ્યુ.

'તંયે મોલડી જાઈ તો ? આપો રતો આજકાલ પંથકમાં પકાય છે. તેમને ઘરેથી પણ અન્નપૂરણાનો અવતાર છે. કાઠી છતાં અંગમાં કાઠીપણું નથી. કહેવાય છે કે એની કૃપાથી જાદરો સિદ્ધ થયો. એના માથે મેપા ભગતનો હાથ છે. ગોરખો એના ખોળામાં રમી સિદ્ધ થયો.'

'વાહ, બહુ રૂડું, બીજને ક્યાં વાર છે ?' પરમાએ વાત કબૂલી.

૨

'ક્યાં રેવાં?' આંગણામાં નવતર આવેલા જુવાનને જોઈ આપા રતાએ પૂછ્યું.

'રહું છું તો આપા, મેસરિયા. જાતે રબારી છું. મારું નામ જાલો.' પગે હાથ નાખી, સીતારામ કરતાં જાલે કહ્યું.

'આવ ભા, આવ ! બેસ, પાણી પી. તમો તો અમારા પાડોશી. બાપ, શાં વશેકે આવવું થયું ?'

જાલો બોલ્યોઃ 'આપા ! નામ સાંભળી શરણે થાવા આવ્યો છું. ઘણા દિવસ થયા જીવ ચોંટ્યો હતો. બાપુ, ત્રિવિધના તાપથી બળી રહ્યો છું. ગુરુગમની કૂંચિયું મેળવી ઘટનાં હાટ ઉઘાડવાની આશાએ આવ્યો છું.'

'અરે...મારા બાપ ! મારાંય હાટડાં બંધ પડ્યાં છે એમાં તારાં ઉઘાડવાની કૂંચિયું ક્યાંથી દઉં ! છતાં ભલે આવ્યો ભાઈ. તાપ તો સહુને તાવે છે. એની શાંતિ તો ધણી

મારો વાત ધ્યાનમાં લે ત્યારે મટે તેવી રમતું છે.'

'જાલા ! આશ્રમ બાંધ્યું છે કે એકલો જ છો ?'

'આપા, ભંડારી પણ સાથે જ છે; આજ્ઞા હોય તો બોલાવું. એને બા'ર રાખીને આવ્યો છું.'

'બોલાવ ભાઈ, જા. બાપને ઘેર દીકરીથી બહાર બેઠાય ?'

જાલો પરમાને તેડવા ગયો, તેવામાં ઘરકામને મૂકી આપાનાં ઘરવાળાં કાઠિયાણી ઓસરીમાં આવ્યાં.

'એ ભાઈ કોણ છે, ભગત ?'

'મેસરિયાનો રબારી છે બિચારો, ત્રિવિધ તાપે બળેલો. મારગ સમજવા આવ્યો છે. તેની ઘરવાળી પણ સાથે જ છે. લાગે છે કોઈક પૂર્વનો સંસ્કારી આત્મા, નહીંતર આ મારગ આટલી ઉંમરે સૂઝે નહીં.'

'સારું છે. આ તો બાંધે તેની તલવાર છે. કમાણી કરશે તો એનો મનખો સુધરશે. વારવાર થોડો આ અવતાર આવવાનો હતો ?' આપાનાં ઘરવાળાં બોલ્યાં.

ત્રણેક વીસીઓ વટાવી ગયાં છતાં આપાના ભંડારીની શરીરસંપત્તિ સારી હતી. કરમાયેલી હેમવેલી જેવો દેહ કોઈ વખતના રૂપની સાક્ષી આપતો હતો. ઊંચું પડછંદ શરીર, મોટી ઊપસતી આંખો અને હિંમતભેર ચાલવાની શક્તિ: વૃદ્ધતાને પાછાં ધકેલતાં હતાં. આપાને પરિવારમાં એક જ દીકરી હતી. તે પણ સાસરે હોવાથી ઘરમાં પતિ-પત્ની બે જ માનવીઓ રહેતાં. ભગવત્-ભજન કરતાં અને આવ્યાં-ગયાંને રોટી આપતાં. દર બીજે બીજે થાન તરણેતર પાસંગી ગેબીને લોયરેથી મહાત્માઓ આવતા. આખી રાત્રી ભજનો થતાં અને સવારે સહુ જમી જમીને વિખરાતા. આમ મહિનામાં એક બે દિવસ કામ રહેતું, બાકીનો સમય આપો અને તેમના

ભંડારી 'દેવળ નામસ્મરણ કરી વખત વિતાવતાં. માલમાં એકાદ ગાય કાયમ રહેતી, કામકાજ બહારનું એક બાઈ આવી કરી જતી.

પરમાએ આવી આપાને ચરણે હાથ મૂકી સીતારામ કર્યો.

'આવ દીકરી! ઘરમાં જા બાપ, તારાં મા અંદર છે.' પરમા અંદર ગઈ અને જાદો ઓસરીની થાંભલી પાસે બેઠો.

પરમા ઘરમાં જતાં જ કામે વળગી. આ જોઈ કાઠિયાણી બોલ્યાં, 'રે'વા દે દીકરી, અજાણ્યા ઘરમાં કામની આવતાંવેંત ગમ પડે નહીં, વિસામો ખા, બેસ.'

'મા, અજાણ્યું કયાં છે? આ તો મારું ઘર માની આવી છું. છોરું માબાપને ઘેર જાય તેમ આવી છું, ઘણાય દિવસ થયાં નગુરાં ફરતાં. ઘરવાળાને માથે હાથ મુકાવવા આવી છું. માડી, અમારો ફેરો સુધારો એટલે બસ.'

'દીકરી! ફેરો દેવળવાળો સુધારશે બાપ! અમેય તમારા જેવાં માનવી છીએ.'

'બા, માનવીએ માનવીએ ફેર છે ને! એક નાણાં દેતાં ના મળે, એક તાંબીયાનાં તેર....! જેનાં ભજન સાંભળવા કેસરી સિંહો આવી બેસી જાય, જાદરા જેવા ચોરને જેનો હાથ જોગંધર બનાવે, ઈ આપા રતાનાં ઘરવાળાંનાં મોંમાં આવાં જ વેણ શોભે. માડી, ઘર જાણી ઘરના મોહ છોડવા આવી છું, ભૂલીભટકીને મારગ ચિંધાડો અને જનમમરણના ફેરા મટાડો.'

'તારું નામ?' આપાના ઘરવાળાંએ પૂછ્યું.

'માડી, મારું નામ પરમા.'

'જો બેટા, પરમા! જનમમરણના ફેરા મટાડવાની આશા રાખી આવી હો તો આવડી મોટી પીરાઈ અમારામાં

નથી. અમે તો કાઠી છીએ, હા આવ્યાગીયા અભ્યાગતને પોંખી છીં, આશરાનો ધરમ સાચવી જાણી છીં, તે તમુને બતાવીશ.'

આજે અષાડી બીજ હોવાથી થાન વગેરે ઠેકાણેથી સંતો પધાર્યા. તેમની સામે જ રતા ભગતે જાલાને અને પરમાને કંઠી બાંધી માથે હાથ મૂકયા. સાથે બીજે બીજે સત્સંગમાં આવવાનાં નીમ લેવરાવ્યાં.

ગુરુ ધારણ કરી ઘેર આવ્યા પછી બીજે બીજે મોલડી જાય, આખી રાત ભજનભાવમાં ગુજારી, સવારે બેય માનવી ઘેર આવી ખેતીના કામમા લાગે.

હરિશંકર મહારાજ નામે એક મેસરિયાના બ્રાહ્મણને આ સત્સંગ ગમ્યો. તે પણ જાલાભગત અને પરમા સાથે દર બીજે મોલડી જવા લાગ્યો.

આમ ને આમ બેએક વર્ષો વીતી ગયાં. રબારીની નાતમાં જાલાનાં અને પરમાનાં વગોણાં થવા લાગ્યાં કે રબારીનો દીકરો કાઠિયુમાં જાતાં શીખ્યો.

૩

'સામત! તમારી ગાવડી–ગોધલું કાઠીના ધણમાં ઠીક જાતાં શીખ્યા છે!' એકવાર રબારીના નાતમેળામાં હકડાઠઠ ભરી નાત વચ્ચે કોઈએ જાલાના ભાઈને મેણું માર્યું. હાડોહાડ લાગી ગયેલી રીસભર્યો સામત ઘરે આવ્યો અને ભાઈયુને ભેગા કરી વાત કરી.

ત્રણે ભાઈઓએ પરમા અને જાલાને તેડાવી દારો દીધો કે, 'ખબરદાર, હવે પછી કાઠિયુના ટોળામાં મોલડી ગ્યો છો તો? મૂકશું નહીં. જીવવું હોય તો ઈ મારગ સામે જોશો માં.'

તું રોકાય તો ન ચાલે ? ઘેર બળદનું શું થશે ?' ભગતે પરમાને કહ્યું.

પરમા કહે, 'ના, ના ચાલે. આપા રજા આપે ત્યારે જ જવાય. ઈ જે કરતા હશે અને કહેતા હશે તે આપણા ભલા માટે જ કરતા હશે :

ગુરુવેણે નહીં પરતીતી, કહો કેમ જાયે તે જમને જીતી?'

જાલો રાત રોકાયો, પણ ઊંઘ ઊડી ગઈ. તેનું કલેવર મોલડીમાં હતું; પરંતુ જીવ ખરેખર મેસરિયા હતો. પથારીમાં તરફડતો હતો. આ વખતે મોલડી માથે અધરાત કાળે ઓઢણે કાયા ઢાંકી કોઈ ગોરી ગોરી વિધવા બેઠી હોય તેમ બેઠી હતી. એના વલોવાતા અંતર સરખું વાદળ જાણે ઊંડી ઊંડી વેદનાના ભારે ભાંગી પડતું હોય તેમ લાગતું હતું. ઓલવાતી આશા જેવા તારાઓ ચમકચમક થતા હતા.

જાલો અંધારે અંધારે બહાર આવ્યો. આ વખતે આપા રતા ઘીનો દીવો પ્રગટાવી ઠાકર મંદિરમાં માળા કરતા હતા. પગનો સંચળ ન થાય તેમ જાલો મંદિર પાસે ધીમે પગે ગયો, ત્યાં આપા બોલ્યા : 'આવ્યો બાપ ! ઊંઘ નથી આવતી ? આવ બેસ, જો ઠાકર કેવા રૂડા છે ? જાલા, આવતી મુસીબતને પહોંચી વળવા કાલે તૈયાર રહેજે. બેસ, માળા લઈ થોડા જાપ કર. ઠાકરના ચાકરે ઠાકરની મરજી પરમાણે વરતવાનું છે, સમજ્યો ?'

જાલો મૂંગો મૂંગો માળા લઈ બેસી ગયો. આજે એના હૈયામાં અસુખ થાતું હતું. ગુરુના ટૂંકા પણ કાળજું વીંધતા શબ્દોએ વધુ બેચેન બન્યો. તેને થયું કે, હમણાં જ મેસરિયા પહોંચી જાઉં ! ફરી પરમાનું ગરવું મોં નજર સામે ઠપકો દેતું તરવરવા લાગ્યું, 'ફટ રે ભૂંડા, થોડી વાર માટે ધીરજ ખોઈ !'

માળા ફેરવતાં ગુરુ-શિષ્ય બન્નેએ સવાર કરી. પ્રાગડના દોરા ફૂટયા પહેલાં જ પરમાને લઈ જાલો મેસરિયાના પંથે પડ્યો.

મહારાજ કરણું કાઢી ઊગમણી દિશા અજવાળવા લાગ્યા ત્યારે વોકળાને કાંઠે પહોંચ્યાં. છેટે ગીધડાંને ઊડતાં જોયાં. જાલાના પગ થંભ્યા. 'પરમા, સામે કાગડા, ગીધડાં અને સમડીઓ ઊડે છે. ઊભી રે, જોયાવું કે ત્યાં શું છે?'

'હું ય આવું છું, સાથે જ જઈએ.' બન્ને ત્યાં ગયાં તો શું જોયું? એક શબને ગીધડાં ફોલી ખાતાં હતાં. બાજુમાં ભાંગેલી લાકડી, દોરી, લોટો અને પાઘડી પડી હતી. જાલો ઓળખી ગયો. તેના મોઢામાંથી ચીસ નીકળી ગઈ. 'પરમા, હરિશંકર મહારાજ! અરર....કોઈ કાળો કામો કરી ગિયો. ગરીબ બ્રાહ્મણને મારી નાખ્યો, રાંક છોકરાને રઝળાવ્યાં. આવો ભૂંડો કામો કોણે કર્યો હશે? તું આજુબાજુમાંથી લાકડાં ભેળાં કર. હું પેલા ઊભા ઈ ગોવાળિયાને બોલાવી લાવું છું.'

પરમા લાકડાં વીણવા લાગી, જાલો માલધારીની પાસે ગયો અને પૂછ્યું કે, 'કોણે આ કાળો કામો કર્યો?' જવાબ મળ્યો કે, 'તારા ભાઈઓ તને મારવા આવ્યા હતા, વચ્ચે આ બિચારો નવાણિયો કૂટાઈ ગયો. અમે વારવા ધોડ્યા ત્યાં તો બ્રાહ્મણના રામ રમી ગયા. ખોળું નાખી દઈ મેસરિયા ભેળા થઈ ગયા. કાલે સાંજ સુધીમાં આવ્યો હોત તો તારી અને પરમાની આ જ દશા હતી.'

ગોવાળિયા સાથે આવી જાલાએ હરિશંકર મા'રાજની કાયાના ચૂંથાયેલા કટકા ભેળા કરી દેન દીધો અને નાહી ધોઈ પરમાને પોતાના ભાઈએ બ્રહ્મહત્યા પોતાના માટે કરી એ વાત કહી.

તક વરતી બન્નેએ હામાં હા ભણી અને ઘેર આવ્યાં.

'ભંડારી! બોલ, શું કરશું? બીજ આ આવી, ભાઈઓને આપણો વેપાર ગમતો નથી.' જાલે પરમાને કહ્યું.

'એમાં કરવાનું શું હતું? જાસું! ભલેને ડારા દેનારથી થાય તે કરે. ભગત, રબારીના છોરુ આમ બી જાશે તો જિવાશે કેમ? આપણે તો આપણી રીત સાચવવી. લીધાં વરત પાળવાં. જેને ગમે નહિ તે પોતાનું ગમતું ભલે કરી લે. હજાર હાથવાળો આપણી રક્ષા કરનાર છે. બાકી હું વધારે ભણ્યો ગણ્યો નથી, શી રીતે સમજાવું? ભાઈઓની તમા રાખ્યા વિના જાલો ભગત અને પરમા મોલડી જતાં હતાં તેમ જાવા લાગ્યાં.

એક દિવસ ત્રણે ભાઈઓએ મળી ઠરાવ કર્યો: આવાં નાતગતમાં વગોવનારા ભાઈ કરતાં અમથાં સારાં. આ વખતે મોલડી જાય એટલે મારગમાં જ પૂરાં કરી નાખવાં. મમતે ચઢેલા રબારીઓએ આબરૂ રાખવા સગાભાઈને મારી નાખવા નિર્ણય કર્યો.

બીજ આવી. જાલો, પરમા અને મા'રાજ મોલડીના પંથે પડ્યાં. પાછળ ત્રણે ભાઈઓ લાકડીઓ સાથે મારવાનું નક્કી કરીને નીકળ્યા.

ગમે તે કારણ થયું, પણ ઠેઠ મોલડી સુધી ભેટો જ થયો નહિ. જાલો, પરમા અને મા'રાજ આપા રતાને ઘેર ગયાં, એવા વાવડ મળતાં ત્રણે ભાઈઓ ગામમાં સગાંને ઘેર રાત રહ્યા. હમેશના પ્રમાણમાં દશવીશ સંતભક્તો મળ્યા, ભજનો ગવાયાં અને સવારે સહુ જુદા પડવા લાગ્યા.

'જાલા!' આપો રતો બોલ્યા: 'આજ તો તું અને પરમા જમીને જાઓ, ઠાકર અત્યારે જાવા ના કહે છે.'

'ભલે બાપુ, સત્ વચન. રોકાશું', પણ ઘેર ઢાંઢાં પાણી-

નિરણુ વના જ ઊભા હશે. ખેતરમાં કામના પથારા પડ્યા છે. પછી તો જેવી ગુરુની આજ્ઞા.' જાલે કહ્યું.

'ઠાકર કે'છે, જમ્યા વિના જવાનું નથી. કામ તો થયાં જ કરે છે.' આપાએ ફરી કહ્યું.

જાલો અને પરમા રોકાયાં, પણ મા'રાજ ઉતાવળા થયા. ઘણા રોકવા તાણ કરી, પણ 'બાપુ, મારા છોકરાના વાળુ હું ગામમાં તાંબડી ફેરવું ત્યારે થાય તેમ છે, મોડાંવે'લાં વસ્તી ચેતાવવી જોઈએ.'

આપાએ મા'રાજને ગોળ–દાળિયા આપી રવાના કર્યો. મા'રાજે ઊગીને કિરણો કાઢ્યાં. ગાયોના ગાળા છૂટ્યા. ઠાકર મા'રાજની ઝાલરો વાગી. અતીત બાવાએ શંકરને જગાડવા શંખ વગાડ્યો. જાલાના ત્રણે ભાઈઓ મેસરિયાના મારગે આડેભેડ ઊપડી ગયા. ઉતાવળા હાલી આડા ઓડવા બાંધી બેસી ગયા.

મોલડીના મારગેથી જાલો કે પરમાને જોયાં નહીં, પણ હરિશંકર મા'રાજ એકલાને આવતો જોયો. પડખેથી નીકળતાં પડકાર્યો, 'એલા બામણા, એકલો કેમ ? અમારી ગાવડી અને ગોધલું ક્યાં છે ?' હરિશંકર હેબતાઈ ગયો. ત્રણે લાકડીઓ લઈ તેના પર તૂટી પડ્યા. 'આય બગાડવામાં ભેળો છે, આને ઓછો કરવા દિયો' આમ કહેતા બ્રાહ્મણદેવતાને દશ–વીશ લાકડીઓ પડી ગઈ અને ત્યાંને ત્યાં જ એનાં પ્રાણપંખી ઊડી ગયાં. તેની લાશને નજીકના વોકળામાં ફેંકી થોડીવાર જાલા–પરમાની રાહ જોતા ઊભા રહ્યા.

આ તરફ જમીને ગુરુની રજા માગતાં આજે જવાનું નથી આમ આજ્ઞા સંભળાઈ. જાલાનો જીવન અદ્ધર ચડી ગયો. તેને ઘર, બળદો અને ખેતર યાદ આવ્યાં. 'ત્યારે

બન્ને ઘેર આવ્યાં. ઢોલીને બોલાવી પરમાએ ત્રઘાળો દિપાવી તમામ માલ લૂંટાવી દીધો.

'પરમા આ શું કરે છે?' જાલો બોલ્યો.

બધોય માલ ખલાસ થયા પછી પરમા બોલી, 'ભગત! આપણા માટે બ્રાહ્મણ મૂઓ! આ અભાગી કાયાના મોહ ક્યાં સુધી રાખવા છે? હું તો બેસી જવાની છું સમાતમાં, ઘરની પીડા ઓછી કરતી જાઉં છું. હવે સત્સંગ કરજો અને જામો જામે ત્યાં આ દાસીને યાદ કરજો. બાકી જે લોમમાં બ્રહ્મહત્યા થાય, જે કુળમાં બ્રહ્મહત્યારા હોય ઈ કુળની ને ઈ ગામની વહુ તરીકે પરમા જીવે નહિ. વળી આ તો મારા માટે જ હત્યા થઈ છે; કારણ કે હું કાઠીમાં બેસું ઈ તારું કટમ દેખી શકતું ન હતું. મારી ભેળા તમનેય ટૂંકા કરવા હતા, ગુરુકૃપાએ બચ્યા. હવે જીવવું નથી; સમાત ખોદાવો–તૈયારી કરો.'

'પરમા! હું ય તારી ભેળો આવવા તૈયાર છું, સમજી?' આમ કહી બન્ને મેસરિયાથી ઊગમણી બાજુમાં ગાલવકુંડ નામે સ્થાન છે ત્યાં આવ્યાં અને ગામને ત્યાં બોલાવી કહ્યું:

'અમારા ધરમનાં માવીતરો, અમારે માટે બ્રહ્મહત્યા થઈ.' આમ કહી તમામ વાત કહી. 'હવે અમારે સમાધિમાં બેસવું છે, અમને છેલ્લી વિદાય આપવા સમાધિ ગાળી આપો.'

'જાલા, તમો વર–વહુ જુવાન છો, તમારા ભાઈ મૂરખ થયા, હત્યા કરી એનાં પાપ ઈ ભોગવશે. તમારે આત્મહત્યા કેવા સારુ કરવી પડે છે?' ગામનો શેઠ બોલ્યો.

'શેઠજી!' પરમા બોલી, 'આમાં આત્મહત્યા નથી. અમે સમાધિને કાંઠે બેસીને જ દેહ મૂકીશું. જીવતાં અમારા પર તમારે માટી વાળવી નથી. જો પ્રાણ ન જાય તો તમારે અમને ખાડામાં બેસાડવાનાં નથી.'

સહુને વાત ગમી. સમાત ખોદાઈ તૈયાર થઈ. ગામલોક દર્શને ઊમટયું, બન્ને ધણીધણિયાણી સજોડે સમાતના કાંઠે પૂર્વ તરફ મોં કરી કુંડ સામે બેઠા. દબાતા દબાતા શરમથી નીચું જોઈ જાલાના ભાઈઓ આવી બન્નેને પગે લાગ્યા.

'જેઠજી! વહુવારુની લાજ રાખવા નકામી હત્યા લીધી. આ ભવ તો પૂરો થાય છે, આવતે ભવે તમારો ભાઈ ગિરનારની છાંયામાં ગોંડલથી ઉપર લોહાણા જાતિમાં જનમશે, તે દી હું પણ તેની ઘરવાળી હઈશ. મારાં દાન લેવા દીનોનાથ આવશે અને મારો ધણી આવી આજની અધૂરી વાતને બીજે ભવે પૂરી કરશે. અમારી કીર્તિ ત્યારે કાઠિયાવાડ વીંધી વિંધ્યાચળના પહાડો પર થઈ દુનિયાભરમાં બહાર ફેલાશે.'

આમ કહી તમામને નમી પ્રાણ મૂકયા. પછી બન્નેનાં શબને વિધિવત્ પૂજી સમાતમાં બેસાડવામાં આવ્યાં. ગામલોકોએ જયનાદ કરી ડુંગરા ડોલાવ્યા. માથે માટી વાળી. ત્રીજે દિવસે સમાતના પૂજનનિમિત્તે સંખ્યાબંધ ગરીબોને જમાડવામાં આવ્યા.

મેસરિયાના ઉત્તર ભાગમાં (મેસરિયું એકવાર ઉજજડ થઈ ફરી વસ્યું છે) એ સમાધિસ્થાનો આજ પણ પૂજાય છે. તેમનાં કુટુંબીઓને હત્યા લાગવાથી કોઈ પણ અત્યારે મેસરિયામાં નથી.

વિશ્વાસુ સંતભક્ત સમાજ કહે છે કે, જાલાભગત અને પરમાબાઈનાં વચન સાચાં પડ્યાં. તેમનો બીજો અવતાર વીરપુરમાં જલારામ અને વિરૂબાઈ તરીકે થયો. ભગવાન સ્ત્રી માગવા આવ્યા. ભગતે દાનમાં આપ્યાં. આ વાત સૌરાષ્ટ્ર ભરમાં જાણીતી છે.

પરમાબાઈના ત્યાગ અને વૈરાગ્યને ભજનોની ભાષામાં વણી આજે ઘણા ભજનિક ભાઈઓ ગાય છે.

## ૭ : રાણીબાઈ (રાજકોટ)

અઢારમી સદીએ સોરઠને સત્તાભૂખ્યા રાજા, વછેરો, દીવાનો આપી વિનાશની આગને સરજી, તે જ રીતે સામી બાજુમાં ભક્તિપરાયણ, પરોપકારી અનેક સંતોમહંતો, ભક્તો અને ભક્તિમતી બાઈઓ આપી દેશની આબાદીનાં પલ્લાંને સરખાં રાખ્યાં.

જનતા દીવાન અમરજી, મેરૂ ખવાસ, જમાદાર ફતેહ મહમદ અને રાજામાં આતાભાઈ વજેસિંહજી, સાંકુંભાજી, પોરનો રાણો વિક્રમાદિત્ય વગેરે સાથે કોળી–કાઠી, બાબરિયા, મેર, આયર આ બધા નામે થરથરતી નફરત વરસાવતી, ત્યારે આપો રતો–જાદરો, દાનો, વિસામણ, રાણીબાઈ, ભોજલરામ, જલારામ, લાલજી કાનડગર, રામબાઈ, ગંગાસતી વગેરેનાં ચરણો સેવી અભયતા મેળવતી. ભગવાન આ સદીમાં જાણે સંહારક અને રક્ષકશક્તિના સમન્વયનો અખતરો ન કરતા હોય?

આવા કરાલ સમયે વિ. સં. ૧૮૦૦માં વાંકાનેર નજીકના હુણસરિયા ગામે રાણીબાઈનો ભરવાડ જાતિમાં જન્મ થયો હતો. તેમના પિતા વીરો ભગત ગામનું ધણ ચારતા. આવેલા અભ્યાગતોને રોટી અને સ્થાન આપી સંતોષતા. રાત્રે ભજનો ગવાતા, હરિચર્ચાઓ થતી, પિતાની ભક્તિના સંસ્કારો પુત્રીમાં ઊતર્યા.

વીરા ગોવાંતીને ત્યાં રાત્રે પાંચેક સંતો આવ્યા. સવારે તેમને જમાડી વિદાય આપવાની હતી. પૂંજીબાઈએ રસોઈ તૈયાર કરી સંતોને જમવા બોલાવ્યા.

વીરો ભગત બેસે તો જ તેમની સાથે અમીને જમવું છે, નહીંતર નહિ. હઠે ભરાયેલા સાધુઓ સાથે વીરો ભગત

જમવા બેઠા. બીજી તરફ વેળા થતાં ગાયો સીમમાં ગઈ. ગાયો તો બાજરી અને જારનાં ખેતરોમાં છૂટી ચરવા લાગી. આ નુકસાનીની ધા ખેડૂતોએ ગામમાં જઈ ભાયાતોની ડેલીએ નાખી. વૃદ્ધ ડોસાજી દરબાર ઘોડે ચઢી જોવા ગયા, ત્યાં વીરા ગોવાંતીને ગાયો ચારી રહેલા જોયા. થોડીવાર આડીઅવળી વાતો કરી ઘર તરફ વળ્યા, ત્યાં માર્ગમાં વીરો સામે મળ્યો. દરબારને આશ્ચર્ય થયું : 'આ વીરો....તો ત્યાં ચારતો હતો તે કોણ ?'

વીરા ભગતે ઘેરે જમવા રોકાયો હતો તે વાત કરી. ડોસાજી દરબારને ખાતરી થઈ કે ભગવાને જાતે આવી વીરા બદલ ગાયો ચારી. વીરાએ તે જ દિવસથી ભગવાનને ભરુંસે જીવનનાવડાં મૂક્યાં, ધણ ચારવું મૂક્યું અને મચ્છુને સામે કાંઠે લુણસરિયા મૂકી કેરાલા ગામે રહેવા ગયા. ડોસાજી દરબારે સંત-અભ્યાગતોને જમાડવાની સગવડ ખાતર વીરા ભગતને ચાર સાંતીની જમીન અને ચાર કોશની વાડી અર્પણ કરી. વીરા ભગતે ઘેર ઠાકરમંદિર ચણાવી ધર્મની ધજા બાંધી.

મીરાંને જેમલજી રાઠોડ (પિતાજી) પાસેથી ભક્તિની દીક્ષા જાણે-અજાણ્યે મળી ગઈ તેમ રાણીબાઈમાં પિતા તરફથી સંસ્કાર મળ્યા અને લાલાની લહેરમાં હૈયાં લહેરાવા લાગ્યાં.

રાણીબાઈનાં લગ્ન બચપણમાં મોરબી પાસેના ટોળ ગામમાં થયાં છતાં તેઓ સાસરે ગયાં નહીં. તેમના પતિ જગ્યામાં આવીને રહ્યા. ઠાકરનું કામકાજ કરતા અને ત્યાં જ જીવન પૂરું કર્યું.

વીરા ભગત હરિપદને પામ્યા પછી જગ્યાનો ભાર રાણીબાઈ પર આવ્યો; કારણ કે વીરા ભગતને દીકરો ન હતો, માત્ર રૂડીબાઈ અને રાણીબાઈ આ બે દીકરીઓ જ હતી.

જગ્યામાં પરમાર્થ વધતાં ગાયો, અનાજ અને નાણું માનતામાં આવવા લાગ્યાં. 'ત્યાગે એની આગે' એ કહેવત મુજબ ફેરાલામાં સંખ્યાબંધ ગાયો એકઠી થઈ. દરરોજ જમવામાં સેંકડોની સંખ્યામાં દીનહીનોની પંગતો થવા લાગી. રાણીબાઈએ કશાય ભેદભાવ વિના કોઈ પણ સંપ્રદાયના વહેણમાં તણાયા વિના માનવજાતની સેવા સમભાવે આદરી. જનસેવા એ જ ઇશ્વરસેવા—આ સૂત્રને જીવનમાં વણી લીધું.

રાણીબાઈની ઉંમર વીસ વર્ષની થઈ તે અરસામાં વાંકાનેરના રઘુનાથજીના મંદિરમાં મહંત કોને બનાવવો એ પ્રશ્ન સાધુઓ અને વાંકાનેર રાજસાહેબ વચ્ચે ઊપડ્યો. વાંકાનેર મંદિરમાં રૂપાવટી અને બબાણા નામે બે ગામો હોવાથી માલધારીને ત્યાં મનદુઃખ ઊભાં થાય એ રીતે એકપક્ષે રાજડોસાજી અને બીજે પક્ષે સંતોનું પંચ. ગજગ્રાહ જામ્યો. યુવાન રાણીબાઈએ રાજાને સમજાવ્યા કે, સંતોના સામે રાજાએ જીદ કરવી એ યોગ્ય નથી. રાજા સહજ નરમ પડ્યા ત્યા દીવાન બોલ્યો :

'બાઈ, તમો રાજકાજમાં સમજો નહીં. જો રાજા બાવા–સાધુ પાસે નમતું મૂકશે, તો કાલે ઊઠી પ્રજા રાજમાથે છાણાં થાપશે. રાજાએ દંડનીતિ હમેશાં તૈયાર રાખવી જોઈએ.'

રાણીબાઈ કચવાયાં. દીવાન મામલો જરૂર બગાડશે એમ માની બોલ્યાં: 'ઠાકર તારું મોં ફેરવે, છાનો રેને બોબડા.'

ખરેખર દીવાનનું મોં ફરી ગયું, તે બોબડો બની ગયો. રાજડોસાજી રાણીબાઈને પગે લાગી ખટપટમાંથી ખસી ગયા. બાઈએ સંતોને સમજાવી રાજા કહેતા હતા તેને જ મહંત બનાવ્યો, ત્યારે ખરો હકદાર કચવાયો. તેના તરફ

જોઈ રાણીબાઈ બોલ્યાં, 'જો મેં ધણીની ધારણા રાખી ભક્તિ કરી હોય, તો કહું છું કે, આ મહંત ત્રણ વર્ષ ગાદી પર રહેશે; પછી તમો જ મહંત છો. જાઓ, ઠાકર તમને એંસી વર્ષનું જીવન આપે છે.'

ખરેખર તેમ જ થયું. મહંત રામટહેલદાસજી પૂરાં એંસી વર્ષ જીવ્યા અને ભગવાનની સેવા-પરમાર્થ કરતા રહ્યા. વાંકાનેરની ગાદી પર રાજડોસાજીના અવસાન પછી તેમના પુત્ર ગાદી પર આવ્યા. નવા રાજા-નવા દીવાનની નજર રાજની આમદાની વધારવા પર ઠરી.

આજ સુધી કેશલાના ઠાકરની ગાયોની વીડીમાં મસવાડી (ઢોરોને ચરવા દેવા બદલનો રાજનો કર) લેવાતી ન હતી તે લેવી એમ નક્કી કરવામાં આવ્યું અને આ ખબર રાણીબાઈને પહોંચાડવામાં આવ્યા કે, આવતી સાલથી તમારી ગાયોની મસવાડી લેવામાં આવશે.

રાણીબાઈએ દીવાનને કહેવરાવ્યુ કે, 'ઠાકરની ગાયોનાં દૂધ-ઘી વેચાતાં નથી. સાધુ, સંત, અભ્યાગતો ખાય છે. આજ સુધીમાં કોઈ દિવસ નહીં લેવાયેલો કર રાજસાહેબે લેવો જોઈએ નહીં. આ સંસ્થા પરોપકાર માટે છે, અમારી નથી.'

દીવાને માન્યું નહીં અને પરાણે મસવાડી વસૂલ લેવામાં આવશે આવી દમદાટી આપતાં રાણીબાઈ એ તમામ ગાયો અને ઘરના માલથાલને ત્યાં જ મૂકી, માત્ર ઠાકર સાથે રાજકોટ ગયાં. ત્યાં ઠાકોર ભાભાજીએ બે સાંતીની જમીન, વાડીઓ અને વીડીએ આપી. શ્રદ્ધાળુ ભક્તોએ ગાયો આપી. જોતજોતામાં એ જગ્યા કેશલાથી સવાઈ જામી ગઈ.

રાજસાહેબને પસ્તાવો થતાં તેડવા ગયા. બહુ નમ્રતા

કરી ત્યારે પોતાનાં મોટાં બહેન રૂડીબાઈને કેશદે મોકલ્યાં. પોતે રાજકોટમાં જ રહ્યાં.

રાણીબાઈએ સંવત ૧૯૫૯માં પોતાના પિતા વીરા ભગતની પાછળ તેના મૂળ રહેવાના સ્થાન લુસરિયામાં ભારી મેળો કર્યો, જેમાં એક હજાર મણ ઘીનાં પકવાન્ન બનાવવામાં આવ્યાં. સમસ્ત સૌરાષ્ટ્રના ભક્તો, સંતો, મહંતો અને સાધુઓને નિમંત્રણો મોકલાયાં. મેળામાં ધારવા કરતાં માનવી અનેકગણું વધારે આવતાં પાણીની તંગી દેખાવા લાગી.

'રાણી !' રાતના દશેક વાગે પાળિયાદના વિસામણ ભગતે આવી કહ્યું, 'પાણીની તંગી કાલે રહેશે. મચ્છુમાના નીરે દગો દીધો.'

'આપા ! તમો સહુ સંતોભક્તો બિરાજતા હો, ત્યાં વળી નીર ખૂટ્યાની વાત હોય ? આપા દાના જેવા આકાશમાંથી ગંગા ઉતારે એવા આજ મારે ઘેર મે'માન છો, પછી નીર ખૂટ્યાનું બોલાય જ કેમ ?' રાણીબાઈએ કહ્યું.

'બાઈ, ઠાકરે તંયે તો લાજ રાખી, પણ આજ હમજણ પડતી નથી.' દાનો ભગત બોલ્યા.

'ઠાકર પોતાનાંની પત રાખશે. આપ સહુ ઉતારે પધારો. મજવાળો માલધારીની લાજ રાખનારો સમરથ છે.'

એકાએક વગર વરસાદે નદીમાં પૂર આવ્યાં, આછરાં નિર્મળ નીરે આઈ મચ્છુ, ધવરાવતી મા બાળક ખોળામાં લઈ શોભે તેમ શોભવા લાગ્યાં. મેળામાં જયજયકાર વરતાયો: આ મેળાનાં સંભારણાં રાખનાર ભક્તજનો હજુ હમણાં સુધી જીવતાં હતાં.

×

રાજકોટમાં મંદિર બંધાવવાની પ્રેરણા થતાં ભગવત્ પ્રતિમાની જરૂર ઊભી થઈ. રાણીબાઈ અત્યાર સુધી ધાતુની નકશંકની પ્રતિમાને પૂજતાં હતાં.

રાણીબાઈ ચિંતામાં હતાં, ત્યાં મંદિરમાંથી અવાજ આવ્યો કે, 'મારું દૈવી વિગ્રહ–મિયાર્ણાના માળિયા ગામના મંદિરમાં છે તે લઈ આવીને મંદિરમાં પધરાવજો. ત્યાંથી હું તમારી સાથે આવીશ.'

રાણીબાઈ માળિયા ગયાં અને ત્યાંના ઠાકોર ડોસાજી ને મળી પોતાને અવાજ થયો તે વાત જણાવી. ઠાકોર એક શરતે પ્રતિમા આપવા તૈયાર થયા કે, 'જો ઠાકોરજી ચાલીને તમારા ખોળામાં બેસે તો સુખેથી લઈ જાઓ.' સંવત ૧૮૬૩માં રાણીબાઈએ આ શરત કબૂલી. તમામ ગામ જોવા મળ્યું. ઠાકોર, મહાજન અને અન્ય લોકોનાં થોકેથોક આવ્યાં.

મંદિર સામે બેસી રાણીમા બોલ્યાં: 'મારા નાથ! જો તારે રાજકોટ આવવું હોય તો ચાલીને આવ. વ્રજરાજ! હું તો માલધારીની દીકરી છું. મારી પાસે વિશ્વાસનું ભાથું છે, બાકી સ્તુતિ કરી રીઝવું એવું ભણતર ભણી નથી. જેમ રોહીદાસના હાથમાં ગંગાજી માઈ પધાર્યાં, જેમ પંઢરપુરમાં પુંડરિક માટે ગયા, કચ્છમાં રાજૈને માટે દેવાલય સાથે પધ્ધરગઢમાં પધાર્યા, ગંડકીમાં શાલગ્રામ બની રહ્યા, નર્મદામાં મહેશ્વરરૂપે વસવાટ કર્યો, વિભીશણની સાથે શ્રીરંગમ્ સ્વરૂપે સાકેતમાથી દક્ષિણમાં ગયા, તે જ રીતે રાજકોટ આવો; નહિ આવો તો ઊભે દેશાવર આવનાર જીવતી નહીં જ જાય.'

સેંકડો માનવીઓ જોતા હતા તેમ પ્રતિમા ચાલી. ઠાકોરજી સિંહાસન ખાલી કરી, રાણીબાઈના ખોળામાં આવ્યા

અને ત્યાંથી વાજતેગાજતે ગામોગામ પધરામણી કરતાં કરતાં રાજકોટ આવ્યા. આજે એ જ કૃષ્ણની પ્રતિમા રાજકોટના મંદિરમાં બિરાજે છે. માળિયાના રાજાએ હજુ એને પોતાના ઠાકર માની દર્શને આવે છે.

x

'મા, આવતી કાલે દેવળનો પાયો નાખવાનું મુહૂર્ત છે. તમારી શી આજ્ઞા છે ?' રાણીબાઈના મોટા દીકરા રામ ભગતે કહ્યું.

'રામ ! ઠાકરને દેવળમાં બેસવું હશે તો જો બાપ, સામે ઊભેલા લીમડાની દક્ષિણ તરફની ડાળ આ એક જ રાતમાં મીઠી થઈ જાય તો પાયો નાખજે, નહીંતર નહીં.'

સવારે રાજકોટનાં મહાજનો, ઠાકોરસાહેબ અને વિદ્વાન બ્રાહ્મણો આવ્યા. કંકુ, અક્ષત અને વાસ્તુનાં સાધનો ગોઠવાયાં. રામ ભગતે માની આજ્ઞા સહુને સંભળાવી લીંબડાના પાન ચાવતાં તદ્દન મીઠા લાગ્યાં સાૈએ પાન ચાખ્યાં. ખાતરી થતા પાયાનુ મુહૂર્ત કરવામા આવ્યું.

આજે આ લીમડો દેવાલયની સામે ઊભો છે અને તેની મદિર તરફની ડાળ મીઠી છે.

૨

રાણીબાઈની કીર્તિ ચોતરફ ફેલાઈ. રાજકોટમાં હજારો માનવીઓ રોટી મેળવી તૃપ્ત થવા લાગ્યા. ઠાકરની માનતાઓ દૂરદૂરથી આવવા લાગી.

જસદણ ફરનાર ચેલા ખાચરના કુમાર આલા ખાચરને

માતા નીકળ્યાં. બીમારી વધી ગઈ. જીવનની આશા બહુ જ થોડી રહી. શીતળાના દરદીને દવા થાય નહીં એ ત્યારની લોકમાન્યતા હોવાથી ચેલા ખાચર અકળાયા અને રાણીમા પાસે આવી પ્રાર્થના કરી.

ભગવાનના ધૂપની ભસ્મ આપી રાણીમાએ કહ્યું : 'ચેલા ખાચર! ઠાકર કે' છે સારું થઈ જશે. આ ભસ્મ શરીરે ચોપડજો, પરમાર્થ કરતા રહેજો, વિશ્વાસુનાં વહાણ તરે છે એ ભૂલશો નહીં.'

ખાચર ઉતારે ગયા. ભસ્મ લગાડતાં સારું થવા લાગ્યું. આલા ખાચર સાજા થયા પછી પણ દરરોજનો રૂપિયો એક ઠાકરને ઉંબરે પહોંચાડતા રહ્યા.

×

'માડી, શીળીથી આજ મરે કે કાલ મરે એવો બીમાર આ મારો દીકરો છે. તે ઠાકરને પાળે મૂકી જાઉં છું, ઠાકર જિવાડે તો ભલે અને મારે તોય તેમની ઇચ્છા. હું તો ઉંબરે મૂકી જાઉં છું.' રાજકોટમાં હાટકેશ્વરના મંદિર પાસે રહેતાં ખરેડી સંવાયના બ્રાહ્મણકુમારની માતા બીમાર બાળકને ઉંબરા પર મૂકી બોલી.

'ભલે આઈ, ઠાકરને ગમશે તેમ ઠાકર કરશે. જા, સામેના ખૂણામાં પાથરી સુવડાવી દે. કાલે આ વખતે આવી તેડી જજે.'

બાઈ પોતાના દીકરાને સુવડાવી ગઈ. બાળક તેમનો તેમ દિવસરાત પડી રહ્યો. બીજે દિવસે સવારે તેની મા આવી. જુએ છે તો બાળક ઘસઘસાટ ઊંઘતો હતો. શરીર પર શીળીનો ડાઘ પણ ન હતો. દીકરાને આનંદથી કેડ્યે સરસો ચાંપી રાણીબાઈના ગુણ ગાતી ઘેર ગઈ.

આજે જીવી જનાર બાળકનો પૌત્ર નરસેરામભાઈ હયાત છે અને તે ઠાકોરજીનાં દર્શન કર્યા પછી જમવાનો નિયમ પાળે છે.

×

'મા! ખંભાળિયાથી મોરાર સાહેબ તરફથી કંકોત્રી આવી છે.' રાણીમાના મોટા દીકરા રામભગતે કહ્યું.

'શાની કંકોત્રી છે, માડી રામ?' મા બોલ્યાં.

'મા, જામ સવરામંડપ કરે છે તેમાં તમામ સંતો–ભક્તો આવે છે. રજા હોય તો અમે બંને ભાઈ જાઈં.'

'ભલે માડી, જાઓ. મહાત્માનાં દર્શન કયાંથી? સંત-ચરણની રજ તો બાપ, બદ્રીકેદારથીય વધે.' માએ રજા આપી.

'પણ માડી, કંકોત્રીની નીચે લખે છે કે, વિચારીને આવજો. અહીંયાં તો લોઢાના ચણા ચાવવા જેવી વાતો છે, કેંક પરચાઈત પુરુષો આવશે.'

'હોય માડી! કોઈ વાયડાં તપલાં લખે એ ગણીને ગાંઠે નો બંધાય, ઠાકરનું નામ લઈને જાઓ.'

'પણ આ તો મેણું ખાવાની વાત છે.'

'તો ઠાકરનું નામ લઈને લોઢાના ચણા ખાવ. ભરુંસો હોય તો ધણી લોઢાનો પકવાન બનાવે. થાંભલો ચીરી આવનાર ચતરભજ જે કરે તે નવાઈ નથી.'

માતાની રજા લઈ રામભગત અને લક્ષ્મણભગત બન્ને ખંભાળિયા ગયા. હઠ કરી લોઢાના નાના નાના ટુકડા મંગાવી જામ રણમલ અને તમામ સંત–મહંતોની સામે, કંકોત્રીમાં

લખ્યા પ્રમાણે ઠાકરના વિશ્વાસ અને માની ભક્તિના પ્રતાપે ચાવી બતાવ્યા.

×

એક વાર મા બગથલા–મોરબી પાસે ગયાં હતાં. ત્યાંના મંદિરના પૂજારી ગોવિંદરામજી કેરાલે પરણ્યા હતા. તેમના ઘેરથી ગોમતીબાઈ રાણીબાઈનાં સમવયસ્ક હતાં.

તેમને નરભેરામ નામે દીકરો હતો. ગામમાં કૉલેરાનો રોગ ચાલતો હતો. નરભેરામ રાત્રે કૉલેરાના રોગમાં મરી ગયો. રાણીબાઈ ચાર વાગે ગોમતીબાઈને ઘેર આવ્યાં.

'ગોમતી, કમાડ ઉઘાડ, શું કરે છે?'

'કોણ રાણીબાઈ? ત્યાં જ ઊભાં રહેજો. નરભેરામને ઠાકરે બોલાવી લીધો છે. અહીં આવવાથી તમારાથી ઠાકરની સેવા સવારે નહીં થાય.' ગોમતીબાઈએ અધખોલાં કમાડ કરી કહ્યું.

'કેટલીક વાર થઈ હશે?' રાણીબાઈએ પૂછ્યું.

ગોમતીબાઈ આંસુ લાવી બોલ્યાં: 'બેન, ચારેક કલાક થઈ હશે.'

'ઠીક, ત્યારે તો ઊંઘ પાકી કહેવાય. લે ઉઘાડ, ઠાકર કહે છે, એના હાથે મારે ઘણાં કામ કરાવવાં છે. નવા દેવળનો ચિતારો તારો નરભેરામ થવાનો છે, એનાથી જવાય?'

રાણીબાઈ અંદર આવ્યાં, પાણી મંગાવી મોઢામાં રેડતાં નરભેરામ જીવી ગયો. ઉંમરમાં આવતાં રાજકોટના દેવાલયનું તમામ રંગકામ સંવત ૧૯૫૨ની સાલમાં કર્યું, જેમાંનું થોડું આજ પણ દેવાલયના ઘુમમાં અને મંદિરનાં બારણાં પર

હયાત છે. નરસેશરામ ૮૮ વર્ષની ઉંમરે સદ્દગત થયા.

આમ અનેક પરચા પૂરી, હજારો ભૂખ્યાને અન્ન અને ઉઘાડાંને વસ્ત્રથી ઢાંકી, સવંત ૧૯૦૩ની સાલે રાણીબાઈ ભગવતચરણુને પ્રાપ્ત થયાં. સૌરાષ્ટ્રના પ્રસિદ્ધ ભક્ત સાયલાવાળા લાલજી મહારાજ અને વીરપુરના જલારામજી બન્નેને રાણીમાનો જ પ્રતાપ. તેઓ તેમને માતા માનતા અને અવારનવાર રાજકોટ આવી ભક્તિમાર્ગ અને પરમાર્થની તાલીમ લેતા–ભાવના કેળવતા.

આજે રાજકોટમાં બેડી નાકે નકલંકની જગ્યાના નામે સ્થાન છે. ત્યાં સદાવ્રત અપાય છે. બીજાં સ્થાનોથી આ સ્થાનની એક વિશિષ્ટતા છે કે, રાણીબાઈની આજ્ઞા પળાય છે. તે આજ્ઞા એ કે કોઈ પાસે માગવું નહીં. જગ્યાના નામે ટેલ કરવાની મનાઈ. ફક્ત ઠાકરના ઉંબરે આવી કોઈ કાંઈ ધરી જાય તેથી જ વહેવાર લેવો. આજે એ જ રીતે જગ્યાનો વ્યવહાર ચાલે છે. એક પાઈ પણ ટેલના નામે લેવાતી નથી. આથી જ લોકો કહે છે, ધન્ય રાણીબાઈ!

## ૮ : અમરબાઈ

ગરવાના વાંકાચૂંકા માર્ગે એક ગાડું ધીરે ધીરે આવતું હતું. મા'રાજનો તાપ ઓછો આવે માટે તેના પર કામચલાઉ છાયો હતો. અંદર બે સ્ત્રીઓ બેઠી હતી. એક યુવાન અને બીજી પ્રૌઢ હતી. બન્નેનાં શરીર પર કાળા રંગની જીમી અને ઓઢણાં હોવાથી આ કોઈ આહીર બાઈઓ હશે તેમ જોનારને સહજ સમજાય તેમ હતું.

'અમર, બાપ, સૂઈ જા. હોય, માબાપ મૂકતાં દુઃખ તો લાગે, પણ આપણો સ્રીનો અવતાર, સાસરી જ ખરું ઠેકાણું ગણાય. જો, આંખો કેવી સૂજી ગઈ છે! ગોરું ગોરું મોં રોઈ રોઈને રતૂમડું થઈ ગયુ છે. લે, મારા ખોળામાં સૂઈ જા. મારા સમ રો તો.'

અમરબાઈનાં સાસુ તેમનાં ફુઈ થતાં હતાં. તે ભાઈને ઘેર પોતાની ભત્રીજીને તેડવા ગયાં હતાં. ત્રણ-ચાર દિવસ રોકાઈ કરિયાવર સાથે લઈ આજે પોતાને ઘેર જતાં હતાં. તેના હૈયામાં હર્ષનો પાર ન હતો.

અમરબાઈ યુવાન હતાં. તેના શરીરની અંગલઠ, આંખનો ઉઠાવ, હાથનો વળાંક અને પહેરવાની છટા ખરેખર તમામ આહીરી નાતમાં નવી ભાત પાડતાં હતાં. આવી રૂપાળી વહુ મળવાથી ફુઈ અને ફુઆ રાજી થતાં હતાં. એકાદ બે સામાન્ય પ્રસંગે અમરબાઈને ફુઈ તેડી ગયાં હતાં ત્યારથી જ તેને વેલી વેલી વહુને તેડી લાવવાની ચટપટી લાગી હતી. આજે તેની ભાવના પૂરી થઈ હતી.

મા'રાજનો તાપ ધીમે ધીમે વધવા લાગ્યો. લાંબો પંથ

અને ધીમી ગતિએ ચાલતું ગાડું એટલે સ્વાભાવિક રીતે બેસનારને ઝોકા આવે. અમરબાઈને એકાદ વાર ઝોકું આવી ગયું.

'લે, સૂઈ જા, હવે ક્યા સુધી આમ ઝોકા ખાઈશ ? આખી રાત જાગવાનું જ છે ને !' આમ કહી ફુઈએ ગાલ પર મીઠી ટપલી મારી માથું પકડી ખોળામાં સુવડાવી દીધી. અમરબાઈની આખો ફુઈની હેતભરી ટપલી લાગતા ખુલ્લી ગઈ. પરણ્યો રાહ જોતો હશે તે ચાદીએ પાખો મળે તો ઊડી જવાની તાલાવેલી જાગી, છતા ફુઈના માનની ખાતર ખોળામા સૂઈ રહી. બરોબર મા'રાજ માથા પર આવ્યા ત્યારે ગાડુ એક નાનાશા આશ્રમની પાસે આવ્યુ. લીલાં ઝાડ, પાકો કૂવો અને ઠંડી હવા જોતા ગાડાખેડુને ગાડુ છોડી થોડી વાર બળદો ને પોરો ખવરાવવા મન થઈ આવ્યુ. તેણે પૂછ્યુ, 'માડી, ગાડુ અહીંયા છોડી બળદોને ચારો નીરુ ? બિચારા થાકી ગયા છે. મા'રાજ પણ માથે આવ્યા છે. આપણે પણ ભાતું ખાઈ લઈએ. પેટમા ગલૂડિયા બોલવા લાગ્યા છે'

અમરબાઈના સાસુની સમતિ મળતા ગાડુ ત્યા છોડવામા આવ્યુ. બળદોને નીરણ નીરી ભાતું કાઢી જમવા બેઠા. અમરબાઈને માબાપનો વિયોગ અને પરણ્યાને મળવાનો ઉમગ આ કારણે જમવાની રુચિ જરાય ન હોવાથી ના કહી છતા ફુઈએ ખેંચ કરી બેસાડી. થોડું ખાઈને ઊઠી ગયા. મધ્યાહ્નનો તાપ વીતાવવા થોડીવાર ઝાડ ને છાયડે ગાડું હાંકનાર અને અમરબાઈના સાસુ આડેપડખે થતાં આખો મિચાઈ એટલે અમરબાઈ એકલી પડી. બેસી રહેવું ગમ્યુ નહીં એટલે જગ્યાની અંદર જોવા ગઈ.

બે-ચારેક પતિયલ વચ્ચે એક વૃદ્ધ તેની સેવા કરતો

હતો. કોઈને નવડાવી તેના ગંધાતા શરીરને લૂછી સુકાવે તો કોઈને ના'વા ઉઠાડે, દવા ચોપડે, હવા નાખે. આમ દર્દીની સેવામાં તન્મય થયેલ વૃદ્ધ જોતાં અમરબાઈ તેની પાસે ગયાં અને બોલ્યાં: 'આપ આ શું કરી રહ્યા છો?'

'અરે દીકરી, તું અહીંયાં શા માટે આવી? તારી કંચન જેવી કાયાને આનો ચેપ લાગશે તો પતિયલ થઈ જાશે. જા, બેન, જા! અહીંયાંથી ઝટપટ બહાર જા.' પેલા વૃદ્ધ પુરુષ જેનું નામ દેવીદાસ હતું તે બોલ્યા.

દેવીદાસજી જાતે આહીર હતા. તે અભણ છતાં પ્રભુ-પ્રેમી હોવાથી બચપણથી જ સાધુમહાત્માના સાથમાં રહેતા, ભજનો શીખતા અને ગાતા. તેમની નજરે એક વાર કોઈ પતિયલ પડ્યો. જગતના તમામ માનવીઓ જેને હડધૂત કરે તેના પર દેવીદાસજીને દયા આવી; એટલે એ અને એવા બીજા પતિયલોની સેવા કરવા આઈ હીંગોલના પરમ ભક્ત, કચ્છના ફકીર મહાત્મા મેકરણનો ધૂણો હતો ત્યાં 'પરબની જગ્યા'ના નામે એક જગ્યા બાંધી અને નિયમ કર્યો કે સવારે ઝોળી ફેરવવા જવું અને મધ્યાહ્ન પછી રક્ત-પીતિયાંઓની સેવા કરવી. પરબની જગ્યાની ખબર જેમ જેમ ફેલાતી ગઈ તેમ તેમ દૂર દૂરથી પતિયલો આવવા લાગ્યા. દેવીદાસજી પોતાનાં ભાંડુડાંઓ સમજી કશાય ભેદભાવ વિના તેમની સેવા કરતા. તેમને જમાડી જમતા, તેમના સુખના માટે પોતાના દેહની જરા પણ પરવા કરતા નહીં.

'ત્યારે આપ આ બધા વચ્ચે શા માટે રહો છો?' અમરબાઈએ દેવીદાસજીને પ્રશ્ન કર્યો.

'બેન, તારું નામ?' દેવીદાસજીએ પૂછ્યું.

'મારું નામ અમરબાઈ. આહીરની દીકરી છું. મારી ફુઈ મને આણું તેડવા આવ્યાં છે તે સૂતાં છે; એટલે હું આ જગ્યા જોવા આવી છું.'

'બેન, મારું આ કામ મને ગમે છે. આ બિચારાં એવા અધમ રોગમાં પિડાય છે કે તેને કોઈ અડે નહીં કે દવા કરે નહીં. પાસે આવવા દે નહીં. ભગવાન વિના આનું કોઈ જ નહીં. મને આની સેવા કરવાથી શાંતિ મળે છે એટલે હું કરું છું.'

'તમને આ પત્તનો રોગ થશે તો ?' અમરબાઈએ કહ્યું.

'જરૂર થશે જ, એ હું જાણું છું. ભલે ને થાય. ગરીબોની સેવા કરતાં જે દુઃખો પડે તે સહન કરવાનો વિચાર કરીને જ કામનો આરંભ કરવામાં આવ્યો છે. દીકરી, આ શરીર ગમે તે એક રોગના નિમિત્તે પડી તો જવાનું જ છે, તો પછી ભલે ને તે રક્તપિત્ત નામે રોગના નિમિત્તે પડે. ભલા, થોડા આત્માઓને સંતોષ આપીને મોત આવશે તો તેને હું ધન્ય માનીશ.'

અમરબાઈને દેવીદાસજીની વાણીમાં સત્યનાં દર્શન થયાં. તેમણે લીધેલો માર્ગ ગમ્યો. પૂર્વના સંસ્કારો ઉદય પામતા જ મન સાથે તે જ વખતે ત્યાં રહી સંતને પતિયલની સેવામાં મદદ કરવી અને એ રીતે જીવનને ધન્ય બનાવવાની ઇચ્છા તેના મનમાં જાગી. તેના હૈયામાં ચોટ લાગી કે, ગમે તે રોગે દેહ પડી તો જરૂર જ જવાનો છે. આવા નકામા દેહના આનંદ માટે આવાં અનાથ ભાંડુડાઓની સેવા કરી ખપી જવું એથી બીજું રૂડું શું ? આમ દૃઢ નિશ્ચય કરી અમરબાઈ બોલ્યાં, 'બાપુ, હું આપને મદદ કરવા અહીંયાં રોકાઉં તો ?'

'ના, ના, દીકરી! મારા વિના અહીંયાં બીજાનું કામ નથી. આ તો સાપના માથા પર રહેવા જેવો ઘાટ છે. તું અહીંયાં રહે તો લોકો શું બોલે? તારાં સાસરિયાં, તારાં માવિત્રો વગેરે મોટો ઊહાપોહ જગાડે. જા બા, જા. ફરી આવું બોલતી ના.'

'તમો ગમે તે વાત કહો, હું તો અહીંયાં રહેવાની. સેવાની વાતો તો હજારો માનવીઓ કરે છે. સાચો સેવાનો માર્ગ આપે લીધો તે છે. પૂજવા યોગ્યને પૂજવા એમાં શી નવાઈ? પણ ન પૂજાય તેવી માનવમૂર્તિઓને પૂજવી એ ખરો પૂજાનો માર્ગ છે. ધણીના દરબારમાં તેનાં નામ આગલી લીટીમાં લખાય છે.'

આમ વાત ચાલતી હતી, ત્યાં અમરબાઈનાં ફુઈ ઊઠ્યાં. વહુને નહીં જોવાથી ગભરાયાં અને જગ્યામાં આવી જોતાં પતિયલો વચ્ચે બેઠેલ જોઈ.

'અમર, બેટા! અહીં શું કરવા આવી? ઊઠ ઊઠ, બહાર આવ. જો મારાંજ નમી ગયા. હવે ગાડું જોડવાની વેળા થઈ છે.'

આ સાંભળી અમરબાઈ બોલ્યાં: 'ફુઈ, ઊઠવાના વિચારે અહીં બેઠી નથી. તમો તમારા દીકરાને બીજી પરણાવી લેજો. ઘણીયે આહીરાણીઓ મળી રે'શે. હું તો જીવનભર અહીંયાં રહેવાની છું. બિચારા આ વૃદ્ધ દાદા એટલા હેરાન થાય છે, તેને મદદ કરનાર કોઈક તો જોઈએ ને?'

'ના મા, મારાથી તને અહીંયાં મૂકીને જવાય નહીં. ઘેર તારા ફુઆ ઘરમાં આવવા દીયે નહીં. મારો ભાઈ જાણે તો મને શું કહે? ગાંડી થા મા, ઊઠ અને આગળ થા.'

'ફુઈ, તમોને મેં એકવાર રહેવાનું કહી દીધું. ફરી નકામી જીદ કરો છો. મારે સંસાર માંડવો નથી. મારે આ ભગવાનનાં રૂપો–પતિયલોની સેવામાં જીવન વિતાવવું છે.'

ફુઈ રડી પડ્યાં. ઘણું સમજાવી પણ અમરબાઈનો વિચાર બદલાયો નહિ, એટલે તેને ત્યાં જ મૂકી ગાડું જોડાવી ઘેર ગયાં.

બીજે દિવસે અમરબાઈએ માથાનાં વાળ કપાવી શરીર પર કફની પહેરી. માથા પર અંચળો વીંટ્યો અને દેવીદાસ મહારાજ ઝોલી ફેરવતા હતા તે કામ ઉપાડી લીધું. ઘરોઘર ફરી 'સત્ દેવીદાસ'ની ટહેલ ચાલુ કરી દીધી.

તેમનાં સાસરિયાવાળા આવ્યા. માતપિતા આવ્યાં, પણ તેમનો સાચો રંગ જોઈ સહુ પાછાં ગયાં. અમરબાઈ આ રીતે પરબની જગ્યાના ટેલવા તરીકે કાયમ રહી ગયાં.

૨

જ્યારથી અમરબાઈ ઝોળી ફેરવવા લાગ્યા, ત્યારથી રિદ્ધિસિદ્ધિ અખૂટ આવવા લાગી. આજુબાજુનાં ગામોમાં જ્યાં જ્યાં અમરબાઈ 'સત્ દેવીદાસ' કહી ઊભાં રહે, ત્યાં ત્યાં લોકો રોટી લઈને હાજર ઊભાં રહે. આમ મધ્યાહ્ન પહેલાં ઝોળી આવી જાય. તેનાં બટકાં કરી ખાનારને હરિહર કરાવે. થોડા દિવસમાં પરબની જગ્યાની કીર્તિ સારાય સૌરાષ્ટ્રમાં ફેલાઈ ગઈ. લોકમુખે 'સત્ દેવીદાસ'ના નામનો ધ્વનિ નીકળવા લાગ્યો.

જુવાન અમરબાઈને ઝોળી સાથે ગામોગામ ફરતાં જોઈ થોડા મનચલા માનવીઓને છેડતી કરવા મન થયું. એક દિવસ તેઓ અમરબાઈની પાછળ પડ્યા. આગળ અમરબાઈ અને પાછળ પેલા પાગલ માનવીઓ. છેક ગામના દર-

વાજા સુધી સાથે થવાયું જ નહીં. ગમે તેટલા વેગથી પેલા ચાલ્યા પણ અંતર કાપી શકાયું નહીં. અમરબાઈ ઝોળી સાથે જગ્યામાં પહોંચ્યાં. પેલા દરવાજે આવી અટકી ગયા અને દરેકના પેટમાં વાઢ ઊપડી. પીડાથી કાયર બની આખરે જગ્યામાં આવી પોતાની ભૂલની ક્ષમા માગી ત્યારે જ આરામ થયો. ખરેખર ભગવાન ગીતામાં સાચું જ કહી ગયા છે કે, नहि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति। શુભ કામ કરનારની કદી પણ દુર્ગતિ થતી નથી. આ પ્રસંગ પછી અમરબાઈની નામના અનેકગણા વેગથી ફેલાઈ ગઈ. લોકો સત દેવીદાસ સાથે સત્ દેવીદાસ અમરબાઈ કહેવા લાગ્યા.

૩

અમરબાઈ આવતી જુવાનીમાં જ જગ્યામાં આવ્યાં હતાં. એક તો આહીરનું બાળક, નીરોગી શરીર અને તપનાં તેજ: પછી રૂપમાં પૂછવું શું? ભલે તે માથે વાળ રાખતાં ન હતાં, કંથામાં દેહ ઢાંકી રાખતાં હતાં, માથા પર રૂમાલ બાંધતાં. છતાં સૌંદર્યની મીઠી ઝલક છુપાતી ન હતી. દેવીદાસજી વૃદ્ધ થતાં જ તેમના શરીરમાં રક્તપિત્ત દેખાવા લાગ્યું. કાનની બૂટો જાડી થઈ, નેણો ખવાયાં, હાથપગની આંગળીઓમાં સડો પેઠો એટલે તેમણે સાદુળ ભગત નામે કાઠીને જગ્યામાં રાખ્યા.

સાદુળ ભગત સારા ભજનિક હતા. તે જ્યારે રામસાગર લઈને ગાવા બેસે, ત્યારે નવીનકોર રંગીન પાયાવાળો મજબૂત ઢોલિયો મંગાવે અને તેના પર બેસીને ભજનો ગાય. બરોબર ભજનનો રંગ જામે ત્યારે ઢોલિયાની ઈસો ભાંગી જાય. વર્ષમાં આવા અનેક ઢોલિયા ભાંગે. આ વાત આપા દાનાના કાન પર આવી. તેમને અંતરમાં દુઃખ લાગ્યું

કે ભક્તિમાં વળી આવડાં તોફાન શાં?

ભાદરવા માસની પંચમીનો તરણેતર (ત્રિનેત્ર) મહાદેવનો મેળો જામેલો. એમાં આપા દાના ચલાળાથી આવેલા. કોઈએ આવી કહ્યું કે, 'પરબની જગ્યામાંથી આપા સાદુળ ભગત આવ્યા છે.'

'કોણ પેલો ઢોલિયા ભાંગે છે એ ભગત?' આપા દાનાએ પૂછ્યું.

'હા આપા, ઈ જ સાદુળ ભગત. દેવીદાસજીની જગ્યાવાળા.'

'વાહ રે વાહ, ત્યારે તો આપણે એનાં ભજનો સાંભળવાં પડશે. જોઈએ તો કેવાક ઢોલિયા ભાંગે છે; એલા! ઈ તો ભારી વાત કે'વાય હો!'

આપા દાઢમાંથી બોલ્યા. કોઈએ સાદુળ ભગતને કાને વાત નાખી. રાત જામી એટલે આપા ફરતા ફરતા સાદુળ ભગત ભજનો ગાતા હતા ત્યાં ગયા. આપાને સત્કારી આસન નાખી બેસાડ્યા.

'મેં સાંભળ્યું છે કે, આપા સાદુળ ભગત ઢોલિયા ભાંગે છે! તંયે ભાઈ, ઈ ભજન તો સાંભળવાં પડશે. એકાદ ખાટલી મંગાવો અને ભગતને તેના ઉપર બેસાડો.'

'આપા, મોટા મોટા રંગત ઢોલિયા ભગત ભાંગે એમાં તમારી ખાટલીનું શું ગજું?' કોઈક ભગતના અનુયાયીમાંથી બોલ્યું.

'હા, બાપ હા, ખરી વાત છે. બિચારી ખાટલીનું કેવડુંક ગજું! પણ ખાટલી ભાંગે ઈ ઢોલિયા ભાંગે એમ મન વાળશું, થાવા દિયોને!' આપા બોલ્યા.

ખાટલી આવી. ભગત રામસાગર સાથે માથે ગર્વ લઈને જ બેઠા. ભજનો ગવાવા લાગ્યાં. એક ચોહાર, બે, ત્રણ અને ચાર ચોહાર ગવાયા. ભગત ખૂબ જ આળોટયા, મચક મારી, પણ ખાટલી જરાય ભાંગી નહીં. ભગતે થાકીને ભજનો બંધ કર્યાં.

'અરે મારા ભાઈ! આવડા ઉધામાં શીદને કર છ, બાપ? ગરીબોના ખાટલા ભાગવાનું રે'વા દેજે, રે'વા દેજે. મને તો એક બૂટી જ જરાક અડી ગઈ છે તોય મારાથી ડગાતુંય નથી. તયેં તું તો ગાય છે કે, મારે રોમે રોમે લાગ્યાં બેનાં બાણ...'

ત્યારે સાદુળ ભગતે ઢોલિયા ભાંગવાનું છોડી દીધું.

×

સાદુળ ભગતના મનમાં અમરબાઈની લાલચ જાગી. ઘણા દિવસ મનને રોકયુ, પણ એક દિવસ ધીમે ધીમે અમરબાઈની ઓરડી પાસે ગયો અને તેની સાંકળ ખખડાવી. અમરબાઈ સાદુળ ભગતના ભાવને ઘણા સમય પહેલાં જ પામી ગયાં હતાં. તેમણે સાંકળ ઉઘાડી અંદર બેસાડ્યા અને કહ્યું: 'ભગત, આ દેહ ઉપર બહુ મોહ છે? આટલી મોડી રાત સુધી પણ આંખમાં ઊંઘ આવવા દેતો નથી! જુઓ, કેવો સુંદર દેહ છે!' આમ કહી પોતાનો દેહ બતાવતાં તદ્દન પતિયલ દેખાયો. સાદુળ ભગતનો મોહ મરી ગયો. ફરી શરીર પર વસ્ત્ર ઢાંકી અમરબાઈ બોલ્યાં: 'મારા વીર, નિવિ-કારી મનમાં વ્યાધિનાં બીજ શું કરવા વાવવાં પડે છે? આપણે જન્મમરણની વ્યાધિ ટાળવા અહીંયાં ભેળાં થયાં છીએ અને તેનો ઉપાય મનને નિર્વિકારી બનાવવું એ જ છે.

માનવીએ આત્મસાક્ષાત્કાર માટે આ આઠ ભાવો, જેવા કે દયા, દાન, દીનતા, મૌન, ધ્યાન, ત્યાગ, પરમાર્થ અને મનનું નિર્વિકારપણું રાખવાં પડે છે. જીવાત્મા નવા દેહમાં પણ આ આઠ ગુણો સેવી જાય છે તો સુખી થાય છે. ભાઈ સાદુળ! જ્ઞાની અને અજ્ઞાની બન્ને સંસાર છોડે છે, તેના ફળમાં ફેર આટલો છે: જ્ઞાનીને સમજ હોવાથી તેની શાંતિ કાયમ રહે છે અને અજ્ઞાની ફરી નવા સંસારનું મંડાણ માંડે છે, ઘર મૂકી સ્થાનો રચવાના મોહ–પરિવાર મૂકી શિષ્યો બનાવવાની મમતા અને જ્ઞાતિ મૂકી સંપ્રદાયને મજબૂત કરવાના પ્રયત્નો કરતા રહે છે; આથી સેવાધર્મ ભુલાય છે અને ગાડું અવળા પંથે પડી આડેધડ ચાલતો અટકી પડે છે.

સાદુળ ભગતની આંખો ઊઘડી. તે પસ્તાયા અને અમરબાઈને ગુરુ માની તેનો ઉપદેશ જીવનમાં ઉતાર્યો.

સમય જતાં અમરબાઈને પણ રક્તપિત્તિયાંઓની સેવા કરતાં તે રોગ લાગી ગયો. શરીર ચાલ્યું ત્યાં સુધી દર્દીઓની સેવા કરી, ગુરુશ્રી દેવીદાસજીના સિદ્ધાંતની મશાલ બળતી રાખી આખરે કાળધર્મને પામ્યાં.

આજે પરબની જગ્યા સુંદર હાલતમાં છે. આજે પણ સત્ દેવીદાસ અમરબાઈનાં નામો લેવાય છે.

## ૯: સંત તોળલ

વીરોને પકવનાર પડ પાંચાળના સોનગઢ ગામે સાસતિયા- નામે કાઠીની પાસે તોળલ ઘોડી અને એ જ નામની તલવાર હતી. તેણે આ બે વસ્તુ મળ્યા પછી સંકલ્પ કર્યો હતો કે, એ જ નામની સ્ત્રી મળે તો જ પરણવું, નહીંતર દાદા સૂરજની ભક્તિ કરી જીવન પૂરું કરવું.

સાસતિયો કાઠી યુવાન, બહાદુર અને ભાલો ફેંકવામાં અજોડ મનાતો છતાં સાધુસેવી વિશ્વાસુ ભક્ત હતો. તેને યુવાનીનાં પૂર ખેંચી શકયાં ન હતાં. ધીર, ગંભીર સાસતિયાની ગણના સંતોમાં થતી. તેનાં પિતામાતા યુવાનીમાં આવતાં પહેલાં મરણ પામ્યાં છતાં તેની ખોટ દેખાવા દીધી ન હતી. આ વખતે દાદા સૂરજનાં દેવાલયો નવાં જ થયાં હતાં, માલવરાજ વિજેતા કાઠીઓ પંજાબ, સિંધ અને કચ્છની ધરાને વીંધી હજુ થોડાં જ વર્ષો થયાં પાંચાળમાં આવી વસ્યા હતા. સાખાઈત ભાઈઓ ભાવિના ગર્ભમાં હોવાથી અવરતિયા અને સાખાઈત આવા ભેદો ત્યારની કાઠી જાતિમાં ન હતા.

સાસતિયાના સાંભળવામાં આવ્યું કે પીપળાવ ગામમાં કાઠીને ત્યાં તોળલ નામે કન્યા છે. જોનાર કહે છે કે તે કોઈ પૂર્વની અપ્સરા હોય એવાં એનાં અનોખાં રૂપ છે. એક દિવસ તેના મિત્રોએ કહ્યું: 'મહાભારતમાં લખાયેલા જરત્કારને જરત્કારી મળે તો જ પરણવાની વાત છે, તેમ તારે પણ ટેક છે. વાસુકીની બહેન મળતાં જીરૂત્કાર પરણ્યો તેમ તને પણ સૂરજદાદાએ તોળલ આપી છે. કહેતો હોય તો અમો તારા સંબંધ માટે જોઈએ.'

સાસતિયે હા કહી. મિત્રો સોનગઢથી ઊપડ્યા.

૨

તોળલ બાળપણમાંથી જ સમજદાર બાલિકા હતી. લોકો તેના માટે કાંઈ કાંઈ વાતો ગોઠવી બોલતા હતા. ગમે તે હોય પણ સામાન્ય બાળક કરતાં તેની રીતભાત જુદી તરેહની હતી: તેના અંગનો ઘાટ, તેનો રંગ અને તેની

ભાષા હજારોમાં એકાદમાં ભાગ્યેજ જોવા મળે તેવાં હતાં. આથી લોકોની કલ્પનાને ઉત્તેજન મળતું, તેના માટે કંઈ કંઈ વાતો કરતા.

તોળલનાં માતાપિતા ધર્મપ્રેમી, સાધુસેવી, સત્સંગી હતાં. ભજન–જ્ઞાન અને સંતોનો કાયમનો અખાડો તેમને ઘેર જામ્યો રહેતો. તેમને ત્યાં મળનાર તમામ હરિભક્તો અને સંતો શાંકરવેદાંતને માનનાર એટલે એકાત્મભાવે જગતનાં પ્રાણીઓને જોનાર હતા. તેઓ ભેદવાદના ભાવોને ભૂંસી અભેદવાદી બન્યા હતા. ગાય, ચાંડાલ, બ્રાહ્મણ, હાથી અને શ્વાનમાં સમદૃષ્ટિ રાખતા–તેનામાં આત્મદર્શન કરનાર હતા. તેમનાં ભજનો પણ એજ ભાવનાનાં પોષક હતાં, આ સમાજ પર પોકરણના કુંવર રામદેવજીના ધર્મની –મહામાર્ગની સંપૂર્ણ છાયા હતી. તોળલને બચપણથી જ આવા રૂડા સંગનાં અમી મળ્યાં. તે વયમાં આવતાં પરાને પામવા યોગ્ય થઈ. તેનામાંથી અહંમમત્વના ભાવો ઓસરી ગયા. અંગમાં અદ્‌ભુત રૂપ છતાં તે સરળ હતી. ધનિક કાઠીની કન્યા છતાં દીનજનોની સેવિકા હતી. તેમના ગુરુ–રણુજાના પીર રામદેવજીના પરમ ભક્ત સેલણસીનો પરમોહ તોળલની રગરગમાં ઊતરી ગયો હતો. ચિત્તવૃત્તિના નિરોધથી તેનામાં અસામાન્ય દૈવી શક્તિનો સંચાર થયો હતો. તેમના સહવાસમાં આવનાર વેરભાવનો ત્યાગ કરતા. તોળલના ઘરમાં સાપ અને દેડકા સાથે રમતા. નોળિયો સાપનાં બચ્ચાંઓને સાચવતો.

સાસતિયાના મિત્રોએ આવી તોળલના પિતાને પોતાના મિત્રની ટેકની વાત સાથે તેમની યોગ્યતા સંબંધે વખાણ કર્યાં. તોળલનાં સાંભળવામાં આ વાત આવતાં તેણે પોતાના પિતાને કહેવડાવ્યું કે, 'બાપુ ! દીકરી તો પરાયો માંડવો ચડવા

સરજાયેલી વેલડી છે. તેના મોહ શા ? તમારે મને ગમે ત્યાં આપવી જ છે તો સોનગઢનાં માગાં ખોટાં નથી. વળી દુહિતા દુર્હિતા હિતા। દીકરીઓ દૂર દેવી એ હિતકર્તા છે. આ જુનવાણી કહેવત છે તો મને ત્યાં જ આપો.'

પિતાએ ડાહી દીકરીનાં કહેણુ માન્યાં. સારો સમય જોઈ સંબંધ બંધાયો અને બીજે મહિને જાન આવી. સાસતિયા સાથે તોળલનાં લગ્ન થયાં. આમ સાસતિયા કાઠીને ઘેર ઘોડી, તલવાર અને સ્ત્રી ત્રણે એક નામે ભેળાં થઈ ગયાં.

૩

લગ્ન પછી સાસતિયાની ભક્તિ વધુ પકવ થઈ. એક તો એ હરિજનોનો રાગી હતો જ. તેમાં ઘરનારી અનુકૂળ મળી એટલે દૂધમાં સાકર ભળ્યા જેવું થયુ. જોતજોતામાં સાસતિયાનું નામ ભક્તમંડળમાં મોખરે આવ્યુ. દર બીજે જામો જામે શશીયલ સગુરાં, બેરામના મારગના ભોમિયા શાંતિના સાગરનાં સાચાં મોતીડાં વીણનાર હંસલાઓ આવવા લાગ્યા. આખીયે રાત અલખના આરાધમાં વીતે. સવારે નાતજાતના ભેદભાવ વિના સહુ એકાત્મભાવે સાથે જમે, જાણે તમામ હરિજનો પૂર્વમાં—एकमेवाद्वितीयं ब्रह्म ના પાઠ ભણીને જ અવતર્યા ન હોય ! શ્રીરામદેવજીએ શાંકરવેદાંત પર નાથ-સંપ્રદાય, બૌદ્ધોના મહાયાન અને તારાસુંદરીની આરાધના કરનાર પરમ તાંત્રિકોના ભાવોનો સમન્વય કરી મહામાર્ગ નામે વેદાંતના માર્ગને નવો જ વળાંક આપ્યો હતો. આ મતમાં જાતિભેદ, લિંગભેદ કે હ્રદયભેદને નષ્ટ કરવાનું ઘણું કહેવામાં આવતું. ભારતની તમામ જાતિઓને એકાત્મ-ભાવની શૃંખલાથી બાંધી દેશમાંથી નાના નાના પક્ષવાદોને

દૂર કરવાની આ ધર્મમાં જોગવાઈ કરવામાં આવી હતી. તોળલ તે વખતે આ ધર્મની અગ્રણી મનાતી. વયના પ્રમાણમાં તે યુવાન હતી. પરંતુ સમજના પ્રમાણમાં ધીર ગંભીર પ્રૌઢા મનાતી. તેની સામે ભલભલા પંડિતો મહાત થતા અને તેનું કથન સ્વીકારતા. તોળલમાં ભક્તિના પ્રતાપે સિદ્ધિ આવી હતી; તે પ્રતાપી મનાતી.

સાસતિયાની વણ તોળલોની કીર્તિ અંજારના સુપ્રસિદ્ધ લૂંટારા જેસલના કાન પર આવી અને તેને હાથ કરવાની હોંશ તેના હૈયામાં જાગી. તે તક જોવા લાગ્યો.

જેસલ જાડેજા રજપૂતોની દેદા શાખનો રજપૂત હતો. તેઓ બે ભાઈઓ હતા. તેરમા સૈકામાં કચ્છમાં જાડેજાઓનાં જુદાં જુદાં રાજ્યો હતાં. તેમાં બારામાં ગજણવંશી. હવામાં ઓઢાઓ, કંથકોટમાં દેદલજીના વંશજો દેદા જામ રાજ કરતા. તે ઉપરાંત પદ્ધરગઢમાં કુલાણીઓ સાડ અને મોડના વંશજો પણ થોડા થોડાં પરગણાંઓ દબાવી બેઠા હતા. વાગડનો મુખ્ય ભાગ વાઘેલાઓના હાથમાં હતો. તમામ જાડેજાઓનું નગર સમૈ મુખ્ય સ્થાન મનાતું. બધા જામ કહેવાતા.

જેસલના મોટાભાઈ વિસલદેવ કંથકોટની ગાદી પર આવતા નાના જેસલભાને આજે જ્યાં અંજાર ગામ છે ત્યાં નાની ચોવીસી મળી. આ ગામનો અર્ધ ભાગ સોલંકીઓના કબજામાં હતો.

યુવાન જેસલને ચોવીસ ગામનો ગિરાસ ઓછો પડ્યો એટલે તે લૂંટફાટના માર્ગે વળ્યો. સાથીદારો પણ તેવા જ મળ્યા. ક્યારેક સિંધ તો ક્યારે સૌરાષ્ટ્ર પર હાથ અજમાવતો અને ઠીક ઠીક માલ લઈ દરિયાપાર થઈ જતો. આજે જ્યાં જેસલ ને તોળલનું સમાધિસ્થાન અને આંબલીઓનું

ઝુંડ છે ત્યાં સામાન્ય મકાન રાખી તેમાં જેસલ પોતાના સાથીદારો સાથે રહેતો. તેને લગ્ન કરવાની પરવા ન હતી અને હોય તોપણ લૂંટારાપણા સાથે લગ્નજીવનનો સુમેળ થાય નહીં. આથી જેસલ એકાકી જ રહેતો. તે નાણાં માટે લૂંટ કરતો ન હતો. આ એક તેનો નાદ હતો. માણસો, પશુઓને મારવાં, ગરીબોને હારવા અને ગમે તેનું સર્વસ્વ લઈ લેવું, એમાં તેને આનંદ આવતો.

પોતાના સાથીદારોને મૂકી એક વાર જેસલ એકલો જ સોનગઢ ગયો. આજનું સોનગઢ ધારના પેટાળમાં નવું વસ્યું છે, ત્યારે ધાર પર હતું. તેનાં ખંડિયેરો આજ પણ છે. ઉગમણી તરફનો દરવાજો, છૂટક છૂટક મકાનના ભગ્નાવશેષો જોતાં કોઈ જમાનામાં આ ગામ સુખી હશે એવી કલ્પના થાય છે. ગામના દરવાજામાં હનુમાનજીની પ્રતિમા હજુ પણ ઊભી છે. આજે થાવર(શનિવાર)ની બીજનો દિવસ હોવાથી દરેક બીજ કરતાં વધુ પ્રમાણમાં હરિજનો મળ્યાં હતાં. રામસાગરો ગાજતા હતા. ભક્તજનો આષાઢી મોરલાના ભાવે ગળાં મોકળાં મૂકી અલકને આરાધતાં ભાવમસ્તીમાં મસ્ત હતાં. પહાડી ગળાં સાથે સ્ત્રીઓના કોમળ અવાજો, મંજીરાના મીઠા રણકાર, મૃદંગનો ઠેકો અને હરિજનોના હોંકારા આ બધાં આખાય વાતાવરણને નવા રંગમાં રંગી રહ્યાં હતાં. તોળલ સહુ વચ્ચે રામસાગર ખોળામાં લઈ ગાતી હતી. સાસતિયા હાથમાં મંજીરાં લઈ તાલ પુરાવતાં પોતાની નાની શી કાયા વડે નાચતા હતા.

જેસલ બરાબર તે સમયે ત્યાં આવી પહોંચ્યો. તેને પ્રથમ તોળી ઘોડી લેવી હતી એટલે ભજન વગેરે તરફ ધ્યાન નહીં આપતાં સીધો સાસતીયાની ઘોડારમાં ગયો. ત્યાં એક એકથી સુંદર ઘોડાં બાંધ્યાં હતાં. સહુથી એક બાજુ

હતી. તેના પગતળે કોઈ માનવીનો પગ આવ્યો. 'સતી! દીવો લાવજો તો! તોળલના ખીલા પાસે માનવી જેવું કળાય છે.'

તોળલ દીવો લઈ ને આવ્યાં. ઘાસને દૂર કરતાં સાસતિયાએ જેસલને જોયો. ઊગતો જુવાન. આજોક જેવી પહોળી છાતી. લીંબુની ફાડ જેવી આંખો. આંખોમાંથી શક્તિનો અખંડ ઝરો વહી રહ્યો હતો. તેની હથેળી વીંધી મેખ જમીનમાં ખૂંચી ગઈ હતી તે બતાવી સાસતિયો બોલ્યો, 'સતી! આ શું? આ મેખ તમે જોયા વિના ન ખોડી? આ બિચારાને કેવી વેદના થતી હશે?'

તોળલે નીચા નમી મેખ ખેંચી કાઢી. જેસલની હથેળીમાંથી લોહીની ધાર થવા લાગી; છતાં મર્દ જરા પણ સિસકારો કરતો નહતો.

સાસતિયો કાઠી હતો. તેણે ધિંગાણાં જોયાં હતાં. મિત્રો સાથે નાનામોટા ફેરાફાંટા કર્યા હતા. મરદોનાં મેલીકાર (સૈન્ય) સાથે ભેટંભેટાં થયાં હતાં. પણ આ જુવાન જેવો હિંમતબાજ કોઈ જ જુવાન જોયો ન હતો. જેસલની હિંમત પર તે ખુશખુશાલ થઈ ગયો અને પૂછયું: 'જુવાન! કયાં રેવાં?'

જેસલ દીવાને અજવાળે તોળલના રૂપરસને છૂપી છૂપીને પીતો હતો. તેની રૂપાળી કાયા, કાળી ભમરવાળી મોટી ચમકતી આંખો, મોરના જેવી ઘાટીલી ડોક, નમણું નાક, લાલ પ્રવાલના રંગને ઘડીભર લોંડપ આપે તેવા પાતળા હોઠ. સોનાની શરણાઈ જેવી કોણીથી નમેલા નાજુક હાથો. જેસલ આ જોતાં પોતાનાં દુઃખને ભૂલી ગયો. તોળલની ચકોર આંખ જેસલના મનોગત ભાવોને પારખી ગઈ અને વધુ

વેધક નજરે જેસલ તરફ જોઈ બોલી, 'જુવાન! નથી સંભળાતું? ક્યાં રે'વું?'

હજારો કોકિલાઓના સ્વરથી વધુ મીઠપ ભરેલો તોળાંદે-નો અવાજ સાંભળી જેસલ શુદ્ધિમાં આવ્યો અને બોલ્યો: 'કચ્છમાં.'

'કેવા છો?' સાસતિયે બહાર આવવા ઇશારો કરી ચાલતાં ચાલતાં પૂછ્યું.

'જાડેજો રજપૂત.' ટૂંકો ને ટચ જવાબ આપ્યો.

'તમારું નામ. તમોએ આટલું સાહસ શા માટે ખેડ્યું એ જણાવશો?' સાસતિયાએ કહ્યું.

જેસલને લઈ આંગણામાં આવતાં તમામ ભક્તજનો તેને વીંટી વળ્યાં. લોહી ટપકતા હાથે જેસલ હાથી વચ્ચે સિંહ ઊભો રહે તેમ નિર્ભીક થઈ ઊભો રહી બોલ્યો:

'મારું નામ જેસલ. અંજાર રહું છું. તમારી તોળલની કીર્તિ સાંભળી લેવા આવ્યો હતો. તમે ભજનમાં હતા એ તકનો લાભ લેવો હતો. આઈ આશાપુરાને ગમતું નહીં હોય. ઘોડી હણહણી અને હું કળાઈ ગયો.'

'જુવાન! હાથ વિંધાયો તોય હગ્યો નહીં?' એક હરિજન બોલ્યો.

'હૈયાં વિંધાયાં ત્યાં હાથ વિંધાય તેની શી વેદના!' સહેજ સ્મિત કરી જેસલે કહ્યું. 'મારા જેવા જવાંમર્દને આવી સાધારણ વાતમાં વેદના માનવાની હોય?'

'જુવાન! તારે તોળલ જોઈએ છીએ?' સાસતિયે પૂછ્યું.

'જરૂર, એટલા માટે તો આવ્યો છું. આ વખતે તમો ઘણાં અને હું એકલો છું એટલે લાચાર. તમો મને તમારી

તોળલ હતી. સહજ પ્રકાશમાં જાતવંત ઘોડી ઓળખાઈ આવી. જેસલે જીવનમાં કચ્છી, સિંધી અને સોરઠી ઘોડાં જોયાં હતાં પણ આવી ઘોડી જોવામાં આવી ન હતી. જેસલને જોતાં ઘોડી ઊંચેથી હણહણી. જાહેર થઈ જવાની બીકે જેસલે પોતાની કાયાને ઘાસમાં છુપાવી. તોળલે પોતાનો અનુગમો ચાલુ રાખ્યો. ઉપરાઉપર હણહણાટ થતાં ભજનમાં વિક્ષેપ પડવા લાગ્યો એટલે સાસતિયાનું ચિત્ત ચંચળ થયું. આ જોઈ તોળલ બોલ્યાં: 'કાઠી, અલખને આરાધતાં વ્યવહારમાં મન ન રાખીએ. હું જાઉં છું, તમો તમારે ભજનના પ્રવાહને વહેતો રાખો. સદ્ગુરુના બંદાઓ આવા નજીવા કારણે ડગતા નથી.'

આમ કહી તોળલ ઘોડારમાં આવ્યાં. ત્યાં તોળલ ખીલો કાઢી બારણે મોં રાખી ઊભી હતી.

'બાપ! તોળી! શું છે? કેમ હણહણાટ કરવા પડે છે? કોક નગુરાની છાયા તો પડી નથી ને?' આમ કહી તેની પીઠ પર હાથ ફેરવતાં ખીલો હાથમાં લઈ બાંધવાના સ્થાનમાં આવી. જેસલ તોળલને આવતાં વધુ સ્થિર થયો. ખીલો લોઢાનો હતો, અણીદાર હતો. (જેને મેખ કહે છે) તેને જમીન પર ઊભો રાખી તોળલે પોતાના હાથની તેના પર ભીંસ મારી. જેસલની હથેળી બરાબર નીચે હતી. પોતાના વજ્ર હાથનો લૂંટારાનો ભરુંસો હતો; એટલે હાથને સંકોરી નહીં લેતાં તેમ ને તેમ રહેવા દીધો.

તોળલના હાથની ભીંસથી ખીલો કડા સુધી જમીનમાં જેસલની હથેળી વીંધી પેસી ગયો. જેસલના હૈયામાંથી તોળલના બળ માટે વાહવાહનો નાનો અવાજ નીકળી પડ્યો. હજુ હમણાં જ જુવાનીના ક્ષેત્રમાં પગ મૂકતી, સોળ વર્ષની

કોમલાંગિનીમાં આટલું બળ! મર્દ જેવા મર્દની લોખંડ જેવી મજબૂત હથેળીને માત્ર એક હાથની ભીંસથી ચીરી ખીલાને જમીનમાં પહોંચાડ્યો! અદ્ભુત સ્ત્રી!!

તોળલ આવી ભજનમાં. જાણે કશુંય બન્યું નથી તેવા ભાવે બેસી ગઈ. એક બે ત્રણ અને ચાર ચોહાર થયા. રાતરાણીના રાજનો અર્ધભાગ ક્યારનો ય વીતી ગયો હતો. જ્યોતનો પ્રકાશ પોતાના તેજના ઓળા સહજ મંદ મંદ રીતે પાથરતો હતો. સોનગઢનાં વ્યવસાયવાળાં માનવીઓ ગાઢ નિદ્રામાં પડ્યાં હતાં. રામસાગરના તાર થંભી ગયા. તોળલ ભજનો પૂરાં થતાં પ્રસાદ વહેંચવા ઊઠ્યાં. એણે નાના હાથમાં થાળ લીધો. એક પછી એક પાંચ આંગળીએ કોળી વાળી પ્રસાદ વહેંચવાનું ચાલુ કર્યું. લગભગ તમામ હરિજનો-ને પ્રસાદ પહોંચી ગયો, ત્યારે થાળમાં એક માનવીને અપાય તેટલો બચ્યો. તોળલને અચંબો થયો. તે બોલ્યાં: 'ગુરીજનો! નિજીયા ધર્મનાં ધૂંસરાને ધારનાર સત્યનાં ધોરિયો!! આપણા મહામાર્ગમાં કોળી-પાવર વધેજ નહીં. આજે એક માનવીના ભાગનો વધ્યો. ગમે તેમ પણ કોઈક અજાણ્યું માનવી અહીંયાં છે. મારાં સાયરપેટાં માડુડાંઓ! ઊઠો અને તપાસ કરો. શંકર-પાર્વતીના સત્સંગમાં ઈંડાં સેવાયાં ને પોપટે બહાર નીકળી સાંભળતાં હોંકારા દીધા એવી વાત દેખાય છે. આપણા આરાધમાં હમેશાં એકમતાં-એક દોરીનાં જ માનવોને આવવાની છૂટ છે. બાકી થાંભલાં-વાળાનું આમાં કામ નથી. આ આપણો પાકો નિયમ છે. જોડે અવાય અને સજોડે બેસાય.'

ભક્તજનો ઊઠ્યાં અને તપાસવા લાગ્યાં. સાસતિયો ઘોડારમાં ગયો, કારણ કે હજુ તોળલ થોડી શાંત થઈ ન

તલવારથી મારી શકો છો. જોકે હું એકલો તો નહીં જ; મરું, છતાં એકની દવા બે એ રીતે મરવાનું તો છે જ; પણ આવતે અવતારે પણ તોળલ મેળવીશ. મને મારા બળ પર ભરુંસો છે. હું બીજા અવતારને માનું છું.'

'શાબાશ જેસલ! તારી હિંમત જોઈ રાજી થાઉં છું.' આમ કહી તોળલ તરફ ભાવભરી નજરે સાસતિયે જોયું. 'સતી! આ શું?'

'પૂર્વભવના ઋણાનુબંધન, કાઠી! ઘણા દિવસ રામસાગરમાં ત્યાગવિરાગનાં ભજનો ગાયાં. આજે પરીક્ષાનો પોરો આવ્યો. અલખ ધણીએ ઘેરબેઠાં આપ્યો. બોલો, શી મરજી છે?' તોળલે ધીમેથી કહ્યું.

'તોળલ!' સાસતિયો બોલ્યો. 'આપણા વે'વારને તમો જાણો છો. એમાં પડકારવાની શી જરૂર છે? જાઓ, જાડેજાને વીર બનાવજો અને સિંધ-કચ્છ ને કાઠિયાવાડની વેદના ઓછી કરજો. આપણો સંબંધ ઓવાળના લાકડા જેવો હતો. લગ્નના પ્રથમ દિવસે જ આપણાથી અફર નિયમો લેવાયા હતા અને આજ સુધી નિભાવાયા છે.'

'પણ જગત શું કહેશે, કાઠી! ઘરવાળી આપનાર પર સોરઠ થૂંકશે. આગલોપાછલો વિચાર કરી પગલું ભરજો.' તોળલે વધુ ચકાસવા કહ્યું.

'જગત આપણી ગતમાં શું સમજે, તોળલ! રામ સીતાનો ત્યાગ કરે એનું ખરું રહસ્ય રામ જ સમજે, વાલ્મીકિ નહીં. સાસતિયો તોળલ જેસલને આપે એનાં ઊંડાં કારણો જગત મા'રાજ પોતાની કાયમી મજલ પૂરી કરશે ત્યાં સુધી સમજશે નહીં. લખ સ્વરૂપના અનેક ભેદોએ અલખ ઓળખાતો નથી; તેમ મારા દાનની પાછળના ભાવો હું અથવા

તમે સમજો, બીજા નહીં સમજે, જેસલ !' સાસતિયો જાડેજા તરફ જોઈ બોલ્યો :

'તારે તોળલ જોઈએ છીએ, ત્યારે લે તોળી ઘોડી, સાથે તોળી રાણી પણ લેતો જા. તારે મરીને ફરી અવતર વાની જરૂર નથી. આ અવતારે જ બન્ને વસ્તુ મળે છે.'

કલ્પનામાં સમાય નહીં એવી વાણી સાંભળી જેસલ થંભી ગયો. હરિજનો હાહાકાર કરી ઊઠ્યાં અને કોઈ બોલ્યું : 'કાઠીરાજ ! ગજબ થાય છે ! વાતની વાતમાં તોળાંદે–અમારા ગતનો સ્થંભ–અપાય જ નહીં.'

'ભેરુઓ !' સાસતિયો બોલ્યો : 'ચોરીથી કે જારીથી આણે જ્યોતનાં દર્શન કર્યાં. આરાધ સાંભળ્યો. ધણીના દરબારે આવ્યો. આને હવે આપણાથી મુકાય નહીં. જુદો મનાય નહીં. બેલીઓ ! ઈ આપણો થયો. એને મોહમમતામાં મરવા દેવાય નઈં૦ તમે જાણો છો કે,

દે નર નર તો દેવતા, લે નર નર શશીયાર;
ક્રિયામાં કંઘોતર આગળે, ભુજાપે ન પડે ભાર.

બાપ ! તોળલ–જેસલની ભવોભવની સગાઈ છે. પૂરવ-નો જોગી જેસલ પીર થાશે. ગતગંગાના પ્રવાહનો ભગીરથ સોરઠ, કચ્છ ને મારવાડને જગાડશે. સેરામને મળવા ઝંખતાં મતવાળાનો માંડવડો બની છાંયડો કરશે. તોળાંદે એને પરમોદશે. એના વિના ભ્રાંતિ ભાંગે તેમ નથી. યાદ રાખજો કે સાસતિયો ગાંડો નથી થયો. એને ય તલવાર બાંધતાં આવડે છે. શેલ ધબાકા ખમતાં અને વીંઝતાં આવડે છે. એની મુખમુદ્રા ઘણુંય બોલે છે. ગુરુ સેલણસી ભાવિ ભાખી ગયા હતા. સદ્‌ગુરુના ચરણે બેસી જેસલ સમજે તેમ નથી, એને તો કાઠિયાણી જ સમજાવી શકે તેમ છે.'

જેસલ સાસતિયાની વાતો સાંભળી હસી પડ્યો. તેને સ્વપ્નામાં આવી કલ્પના આવી ન હતી કે કાઠીને ત્યાંથી આટલી સહજ રીતે ઘોડી અને અપ્સરા જેવી સુંદર સ્ત્રી મળશે. તે હાથની વેદના હૈયાના હર્ષમાં ભૂલી ગયો. તોળલ ચાલવા તૈયાર થતાં થતાં બોલ્યાં:

નવલખ કોથળિયું બંધાય, ત્યારે ગાંધીડા કહેવાય;
ખરાની ખરે ખબરું થાય, આવોને જેસલ રાય,
આપણે મળિયે રે... .....પૂરાં હોય ત્યાં જે ભળીયે રે.

'તોળલ !' જેસલ બોલ્યો. 'તમોને સાસતિયો મારી સાથે આવવા કહે છે. આવશોને ?'

તોળલ મસ્તીભરી રીતે ગણગણવા લાગ્યાં:

મોતી એરણમાં ઓરાય, માથે ઘણુકેરા ઘાય,
ફટકિયાં હોય તે ફૂટી જાય, ખરાની ખરે ખબરું થાય.
આવોને જેસલ રાય, આપણે મળીયે......'

સાસતિયે ઘોડી તૈયાર કરી, જેસલને હાથે પાટો બાંધી કહ્યું: 'જાડેજા ! હાથ અને હૈયાની વેદના મટાડનાર તારી સાથે છે, તેની પાસેથી મેળવાય તેટલી શાંતિ મેળવજે. ભવ તરજે અને અનેકને તારજે....'

આમ બહુ સામાન્ય ઘટનાથી સાસતિયે પોતાની સ્રીને જેસલ જેવા અજાણ્યા લુટારાના હાથમાં સોંપી આપી અને તોળલે સાથે જવાને હા કહી, તૈયાર થયાં. આ અટપટા કોયડાનો કોઈથી ઉકેલ આવ્યો નહીં. બધાય નીજીયા ધર્મને વરેલાં હતાં. સહુ રામાપીરનાં અનુયાયી હતાં. પણ કોઈ યે આવું અનુભવ્યું ન હતું–મહામાર્ગમાં આવી વાત જ ન હતી.

જેસલ ઘોડી અને કાઠિયાણી સાથે ચાલતો થયો, ત્યારે રાત્રીના ત્રણ પ્રહર વીતી ગયા હતા. પાંચાળની ડુંગરાળ ભોમમાં ક્યાંક ક્યાંક સિંહો હણુકતા હતા. સોનગઢની ટેકરીથી નીચે ઊતરતાં તોળલે દાદા સૂરજદેવની ધજાને માથું નમાવ્યું ને આગળ વધી. ઘોડીના વેગથી રાણીનો વેગ ઊતરે તેવો ન હતો.

૪

જે સમયની વાતો કહી રહ્યા છીએ તે સમયે નવલખી, વવાણિયા કે જામનગરના બેડી બંદરની હસ્તી જ ન હતી. પશ્ચિમે કચ્છમાં જ્યાં નાગતા નામે ગામ છે ત્યાં અવ્યવસ્થિત નાનું બંદર જેઠવાના કબજામાં હતું. બાકી સામાન્ય પ્રજાને માટે જોડિયા નામે બંદર ધીકતું ચાલતું હતું. ત્યાંથી તમામ માલ તુણા બંદરે ઠલવાતો અને કાઠિયાવાડ જોગ માલ ભરાઈ જોડિયે ઊતરતો. કચ્છ–કાઠિયાવાડના માલની આપલે કરવાનું આ જ ધરખમ બંદર હતું.

તોળલ સાથે કચ્છમાં જવા જેસલ મછવામાં બેઠો. તોળી ઘોડીને જુદા મછવામાં બેસાડી. સાથે દસવીસ બેસારુઓ હતાં. મા'રાજે કિરણો કાઢ્યાં ન કાઢ્યાં ત્યાં મછવો વે'તો થયો. શઢ ખુલ્લા મુકાયા, નીરમ ખેંચાઈ અને ટંડેલે સુખાણ હાથમાં લીધું. મોરો ઊંચોનીચો થવા લાગ્યો. ધીમે ધીમે સાગરના પટ પર પરીની પેઠે નાચ કરતો મછવો આગળ વધવા લાગ્યો. જેસલના હૈયામાં આજે હર્ષ સમાતો ન હતો. તે સોરઠનું રત્ન લઈ કચ્છમાં જતો હતો. તેની સામે તોળલ સ્ત્રી નહીં પણ મૂર્તિમાન રૂપ બેઠું હતું–તોળલના ચહેરા પર સોનગઢ મૂક્યાનો જરા પણ ક્ષોભ ન હતો. તે પૂર્વવત્ મસ્ત

દેખાતી હતી, તેની આંખો પાણીની તળે પડેલ દિવ્ય વસ્તુને જોતી હતી.

મછવો મધમાર્ગે આવ્યો. ત્યાં પવન બદલાયો. ખારવા ચંચળ થયા. શઢની તણિયો વારંવાર બદલાવા લાગી. જોતજોતામાં વાવડો જોરથી ફૂંકાવા લાગ્યો. કૂવાથંભ કચડ કચટ બોલવા લાગ્યો. જોરથી હવાનો ઝોક લાગતાં શઢના ચીરેચીરા થઈ ગયા. મછવામાં પાણી ભરાયું. સાગરમાં હજારો સાપની ફેણો જેવા તરંગો આવવા લાગ્યા. સાગર વાસુકીનાં પૂછડાંની પેઠે પછડાટો ખાવા લાગ્યો. 'કૂવાથંભ કાપો, જલદી કરો. મછવો ડૂબી જશે. સહુ સહુના ધર્મને સંભારો-બેલીઓ અલ્લાને યાદ કરો. હાલો મારા બાપ, કુહાડો લઈ લો. કાપો કાપો, કૂવાથંભ કાપો.'

ઘડ ઘડ ઘડ કૂવાથંભ પર ઘા પડવા લાગ્યા. કડડડ કરતો તોતિંગ થાંભલો સાગરદેવની છાતી પર પછડાઈ પડ્યો. મછવો ચક્કર ખાવા લાગ્યો. અંદર બેઠેલાં તમામ પોતપોતાના ઇષ્ટદેવને ભીની આંખોએ સંભારણાં-માનતા કરવા લાગ્યાં. જેસલ ગભરાઈ ગયો. તેની આંખ સામે મોત નાચવા લાગ્યું. હજારોને ડારનાર કુદરતના કોપ પાસે બાળકની પેઠે ડરવા લાગ્યો. મર્દાનગી મરી પરવારી. તે બોલ્યો : 'તોળાંદે ! ખરેખર આજે મોત આવ્યું. ઊગરવાનો એકે આરો નથી.'

'જાડેજારાજ ! એમાં ગભરાઓ છો શા માટે ? જન્મનારને મરવાનું છે જ. આજ કાલ કે સો વર્ષે ખીલેલ કરમાય, ઊગે તે આથમે, આવે તે જાય, મેળવનાર ખુએ-આ પ્રકૃતિનો અટલ નિયમ છે, જેસલરાજ !'

'તોળલ ! મારું મેળવેલું પડ્યું રહેશે. લોકો કહેશે

પાપી પાપમાં ડૂબી મૂઓ. મને ઊગરવાનો માર્ગ સૂઝતો નથી.'

'જાડેજા! આજે પાપ યાદ આવે છે? બોલો બોલો, કેટલાં પાપો કર્યાં છે? પાપનો સાચો પસ્તાવો કરનાર ધણીના દરબારમાં ઊજળે મોંએ જાય છે. મેરામ મેર કરી ઉગારે પણ ખરા. હજારોનાં હૈયાં કંપાવનાર જેસલ મોતના પડછાયાથી ડરે છે! એ ગરીબને ઘેટાના મારે મારનાર! ભાલાની અણીએ વીંધનાર! જોઈને મોતની લીલા કેવી રમત રમે છે!'

સાગર હડૂડતો હતો. મોજાં પર મોજાં ઊછળી મછવાને ચકર લેવડાવતા હતા. માલમે સુકાણ છોડી દીધું. માલિકને ભરુંસે વહાણ ભમવા લાગ્યું. તોળલ વિના તમામના જીવ મૂઠીમાં સમાયા હતા.

'તોળાંદે! તમે ડરતાં નથી?' જેસલ ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો.

'ના, જરા પણ નહીં. કાળ મરેલાને મારતો નથી. સદ્‌ગુરુને વચને અમર બનેલા કાળને જીતી જાય છે. જાડેજા, આજે ઈ વાતો કરવાનો કે સાંભળવાનો સમય નથી. ઊગરવું હોય તો પૂરા પસ્તાવાથી પાપ જાહેર કરો. ધણી ધા સાંભળશે.'

મોત સામે ઘૂરકતું હતું. જેસલની માટીઆઈ આજે મરી પરવારી હતી, પ્રકૃતિનું ઉગ્ર તાંડવ જીવનમાં પ્રથમવાર જ જોવાતું હતું. દશે દિશાઓમાં કાળની વિષમ ખંજરી વાગતી હતી. મરણના ઘાટે જેસલ બોલ્યો: 'શું બોલું તોળલ! બોલવા જીભ ના કહે છે. પાપોનો પાર નથી.'

તોળલ બોલ્યાં:

(ભજન)

પાપ તારાં પોકાર જાડેજા, ધરમ તારો સંભાળ રે,
બેડલીને બૂડવા નહીં દઉં, જાડેજા રે, તોળલ કે' છે જી.

આ સાંભળી જેસલની વાચા ઊઘડી. તેને પાપ ગાવાથી જિવાતું હોય તો ગાવા મન થયું અને બોલ્યો :

હરણુ હેર્યાં લખચાર તોળીરાણી, (૨)
સતવીસુ મોડબંધા મારિયા, તોળાંદે રે જેસલ કે' છે જી.
લૂંટી કુંવારી જાન, તોળીરાણી, (૨)
વનના મોરલા મારિયા, તોળાંદે રે જેસલ કે' છે જી.
જેતા મથિેજા વાળ, તોળીરાણી, (૨)
તેતા વ કરમ મેં કર્યાં, તોળાંદે રે જેસલ કે' છે જી.

આમ જેસલે પોતાનાં પાપો ગાયાં, ખરા હૃદયથી ગાયાં, ભયભીત હાલતમાં ગાયાં. તોળલદેવીએ પોતાની આત્મશક્તિ વડે સાગરનાં નીર તરફ મીટ માંડતાં તમામ તોફાન ઓસરવા લાગ્યું. જોતજોતામાં મછવો શઢ વિના પણ સીધે માર્ગે ચાલવા લાગ્યો. સહુના જીવમાં જીવ આવ્યો. ખારવા આ કારમી કરામતથી નવાઈ પામ્યા.

તોળલ : 'બચી ગયા, ખરેખર તમો અદ્‌ભુત છો!'

જેસલરાજ! ગેબના ગોખમાં બિરાજતો ધણી અદ્‌ભુત છે. એની કૃપાથી આ વિશ્વ સર્જાય છે, સ્થિર થાય છે અને મહાન દેખાય છે; માટે માનવીએ તેનું સ્મરણ કરવું. ભજન મનની મલિનતા ઓછી કરે છે. ભજન ચિત્તના વેગને અટકાવી સાધકને પરમાનંદનો સ્વાદ અપાવે છે. જીવનને ઉચ્ચગામી બનાવે છે. જેસલરાજ! તમોને એના સ્વાદની ખબર નથી. તમોએ જીવનમાં લૂંટવું, મારવું જ કરી જાણ્યું એટલે એ આખોય સ્વાદ લીધા વિના જ રહી ગયા. ભજન મધુર છે. સમજાય

અગર ન સમજાય તોપણ મીઠીમોહક ગૂંથણીથી અલખને આરાધનારને સાંભળવામાં શાંતિ છે. ભજન હૈયાની જડતાને હરી કામજ્વરને મટાડે છે.

કવિજનો કહી ગયા છે કે,

નામ બિનાં બે કામ હૈ, છપ્પન ભોગવિલાસ;
કયા ઈંદ્રાસન બૈઠના, કયા વૈકુંઠનિવાસ.

અબજોની દોલત મળે, સોનામહોરોનો પહાડ મળી આવે, આખી પૃથ્વીનું રાજ સાંપડે; તોપણ ધણીને આરાધ્યા વિના બધુંય નર્ક સમાન છે. તમો એક વાર આ સ્વાદ ચાખશો ત્યારે રસ-નિરસનું સાચું ભાન આવશે. જાડેજા! પરોપકાર અને અલખનો આરાધ, આ બેજ ચીજો માનવ-જીવને સાચી શાંતિના માર્ગે લઈ જનાર છે.'

આમ ઉપદેશ આપતાં-સાંભળતાં તુણા બંદર દેખાયું. મછવો સહીસલામત કિનારે પહોંચતાં સહુ સમાન સાથે ઊતરી ભગવાનનો પાડ માનતાં રવાનાં થયાં.

૫

તોળલ સાથે ઘેર આવતાં જેસલનું આખુંય જીવન બદલાઈ ગયું. તેણે તલવાર ફેંકી દીધી, ભાલાને ભૂલ્યો અને બંદૂકના બે ટુકડાઓ કરી, હાથમાં માળા પકડી નામસ્મરણ કરવા લાગ્યો. ઘરકામ તોળલે સંભાળ્યું. લૂંટારા આવતા હતા ત્યાં સાધુસંતો અને અભ્યાગતો આવવા લાગ્યા. લૂંટનો માલ આવતો હતો ત્યાં હરિનામના ગાંસડા આવવા લાગ્યા. ગેબના ગોળા ગડગડતા હતા!ત્યાં રામસાગર ગાજવા લાગ્યા. ગરીબોની કાકલૂદીભરી ભાષાના આર્તનાદ સંભળાતા હતા, તે જેસલના ઘરમાં હરિહરના નાદ થવા લાગ્યા.

તોળલ ઘણીવાર જેસલને કહેતાં કે, 'જાડેજારાજ! શ્રદ્ધાની અને પ્રયત્નની કચાશને અંગે ફળ આવતાં થોડી વાર લાગે છે; માટે ઊગતા સાધકે ધીરજ રાખવાની જરૂર છે. બાકી દેવદુર્લભ મોંઘો માનવદેહ મળ્યો છે તો કમાણી કરી લે, એ જ જાગતા નર ગણાય છે. જીવી જાણ્યું મનાય છે.'

જેસલ સાચા રંગમાં રંગાયા. તેમને માટે નવો જન્મ, નવી ભાવના અને નવો માર્ગ હતો.

એક દિવસ તોળલદેવીને જેસલની કસોટી કરવાનું મન થતાં પોતાની પાસે બોલાવી કહ્યું, 'જાડેજા! આજે મારે શરીરે થોડું અસુખ છે. મારાં વસ્ત્રો સહજ મેલાં થયાં છે. તમો તેને ધોઈ આવશો?'

જે વાત સામાન્ય પુરુષ પણ સાંખી શકે નહીં, તેવી વાત હજારો મર્દોનાં માન મુકાવનાર ઊગતા જુવાન જેસલને તોળલે કહી. તોળલ તેના મોં તરફ ભાવનાના વેગને જોવા તાકી રહ્યાં. આ સાંભળી જેસલ બોલ્યો: 'ભલે, લાવો ધોઈ આવું. તમો મારા આખાય બગડેલા જીવનને ધોવા બેઠાં છો, ત્યારે મારે તમારાં થોડાં કપડાં ધોવાં તેમાં શું?' તોળલ સમજ્યાં કે જેસલની અહંભાવના લગભગ નાશ પામી છે. છતાં વધુ કસતાં કહ્યું.

'જેસલરાજ! મારાં કપડાં ધોવા જતાં તમારે લોકાપવાદ સહન કરવો પડશે એનો વિચાર કર્યો?'

'એમાં વિચારવા જેવું કંઈ નથી, કાઠિયાણી! સાસતિયો લોકાપવાદથી ડરી ગયો હોત તો મારી જીવનનૌકા તારનાર પોતાની કાઠિયાણી પરઘેતરને મારે સ્વાધીન કરત નહીં. તોળાંદે! લોકોને માર્ગે ઘણુ દી ચાલ્યો, મા'લ્યો અને મોંઘો બન્યો: હવે તો હરિને માર્ગે હાલવું છે. આજે સમજાય છે

કે, આ અગાધ ભવસાગરમાં ધણીના નામની ધારણા સુખ આપનાર છે. મનમંદિરમાં મેં'રામને સ્થાપવા એ જ સાચું માનવકર્તવ્ય છે. ઝાડના મૂળમાં નાખેલું પાણી ડાળી-કૂંપળે પહોંચે છે. મોઢે ખાધેલું અન્ન તમામ ઇંદ્રિયોમાં રસરૂપે જાય છે. તેમ અલખને આરાધતાં સમસ્ત જીવોની આરાધના થઈ જાય છે. મન-મોહનને પૂજતાં તમામ જીવો પૂજાઈ જાય છે.'

તોળલ મનમાં જ બોલ્યાં : શાબાશ! આખરે લોઢાનું વહાણુ તર્યું ખરું; પોતાનાં કપડાં કાઢી બાંધી આપ્યાં. અહં-મમભાવથી પર બનેલો જાડેજો સ્ત્રીનાં કપડાં ધોવા સુખસાગર તળાવ પર ગયો. ત્યાં જળ જોયાં નહીં. ફરી પાછો ઘેર આવ્યો. માર્ગમાં લોકોએ અનેક વાતો કહી સંભળાવી. તોળલને જાદુગરી, જેસલને નમાલો વગેરે કોલાહલ કરી મૂક્યો.

'તોળાદે! મારે પાપે સરોવરનાં નીર સુકાયાં એટલે વણધોયાં વસ્ત્રો પાછાં લાવ્યો. ક્ષમા કરજો.' આમ કહી કપડાંની પોટલી નીચે ઉતારી તોળલને આપી.

તોળલે પોટલી ઉઘાડી વસ્ત્રો જોયાં, તો તમામ સ્વચ્છ દેખાયાં. આ જોતાં જેસલ બોલ્યો : 'દેવી! આ શું? વણધોયાં વસ્ત્રો મેલ વગરનાં થયાં!'

જાડેજારાજ! ઘણીવાર વણસત્સંગે માનવીનાં હૈયાં લોકનિંદાની આગથી મેલ વગરનાં થઈ જાય છે. વણભણ્યે ભાવનાએ પંડિત થવાય છે. વણવાતો કર્યે વાલમ ઓળખાય, માત્ર વિરહ જોઈએ, તમોને વધુ કહેવાપણું હવે રહેતું નથી. મારું આવવું સાર્થક થયુ છે; છતાં એક વાત કદી ભૂલશો નહીં કે,

જેસલ કરી લે। વિચાર, માથે જમડાનો માર,
સ્વપ્ના જેવો છે સંસાર, આવીને જેસલ રાય;
આપણે મળીએ...પૂરા હોય ત્યાં જે ભળીએ છે.

ચુડાલાએ શિખરધ્વજને તૈયાર કર્યા, મેદાલશાએ ઋતુધ્વજને જ્ઞાનની ઉચ્ચ ભૂમિકા પર મૂકયા, તેમ તોળલે જુલમગાર લૂટારા જેસલને પૂરી રીતે પરમોદી પરાને પાર કર્યો. સાચાજૂઠાનું ભાન કરાવ્યું. નિર્માન–નિર્મોહપણામાં શી મઝા છે તે સ્વાદ લેવડાવ્યો.

૬

જેસલની ખ્યાતિ દેશવિદેશ થવા લાગી. અનેક સંતોહરિજનો માટે અંજાર તીર્થધામ થઈ પડ્યું. દસવીસ મહેમાનો આવે અને જાય. આ પ્રવાહ અતૂટપણે વહેવા લાગ્યો. દિનપ્રતિદિન ગરીબી દેખાવા લાગી. એક દિવસ પચાસેક સંતો આવ્યા અને તોળલને મળવા માટે ભક્તને કહ્યું.

'દેવી! સંતો આંગણે આવ્યા છે. તેઓ આપને યાદ કરે છે. મળવા પધારો.' ઘરમાં જઈ જેસલ બોલ્યા.

'ભક્તરાજ! તેમને કહો કે અમારા આંગણામાં ઊભેલી પીપળને મળો. તે તોળલનું રૂપ છે. પછી તેઓ ઘરકામથી પરવારી બહાર આવશે.'

જેસલ આવો ઉત્તર સાંભળી નવાઈ પામ્યા. સાધુભક્તોને દોડી દોડી મળવા આવનાર તોળલને આજે શું થઈ ગયું છે કે આવો જવાબ આપે છે? છતાં તેમણે બહાર આવી તે જ પ્રમાણે કહ્યું. પીપળને બે હાથમાં લઈ મળતાં તમામ પાન બળીને જમીન પર ખરી પડ્યાં. માત્ર સૂકાં લાકડાં રહ્યાં. તોળલ પછી બહાર આવી બોલ્યાં: 'ભક્તરાજ!

બધાય વેશ પહેરનાર સંતો હોતા નથી. આવા કામીઓ સંતો નથી. તેના સહવાસમાં રહ્યુંસહ્યું સત્ય એળે જાય છે. પીપળ બાળનાર કામના પૂજારીઓ ધર્મના માર્ગને લજાડે છે. નિજીયા ધર્મ આવા જારબુદ્ધિવાળા વિલાસનાં પૂતળાંઓ માટે નથી. આ તો જતિ–સતીનો માર્ગ છે. વાચ-કાછના સાચા નુરીજનીયા માટે ખેલવાનું મેદાન છે. થૂલાનું કામ નથી.'

સંતો બની આવેલા શરમાયા. તોળલે જમવા રોકયા પણ ઘરમાં કાંઈ જ ન હોવાથી જેસલ મૂંઝાયા અને બોલ્યા : 'કેમ કરીશું ? આજે ઝૂંપડીની લાજ રહેવી મુશ્કેલ છે. જેસલ લુટારો હતો ત્યારે તો એક કહેતાં હજાર વસ્તુઓ આંગણા-માં ઠલવાતી. આજે જીવન બદલાતાં પૂર્વજીવનના મિત્રો બદલાઈ ગયા છે.'

'જાડેજારાજ! એક વાત કહું ? દુઃખ તો નહી લાગે ને ?'

'નાના જરાય નહીં લાગે. બોલો, શુ કહો છો ?' જેસલે કહેવા રજા આપી.

'ત્યારે જુઓ, આપણી સામેના દુકાનદાર સધીર વાણિયાને મારા રૂપમાં મોહ છે. જો હું શરીર તેને સોપું તો તે સીધું આપે. બોલો, આ વિષમમાર્ગે ચાલવા રજા છે ?' આમ કહી તોળલ જેસલના મોં તરફ જોવા લાગ્યાં.

'ખુશીથી પધારો, શરીરવેચાણનાં પાપ થશે તેનું પ્રાય-શ્ચિત્ત કરી લેવાશે; પણ અભ્યાગતો આંગણેથી ભૂખ્યા જાય તેનાં પ્રાયશ્ચિત્ત શાસ્ત્રે લખાયાં નથી.'

'જગત મને આપની સ્ત્રી માને છે. જેસલની સ્ત્રી વણીકને ત્યાં શરીર વેચે. જાડેજારાજ! આ લોકાપવાદ અસહ્ય બની જશે.'

જેસલ ખડખડાટ હસી પડ્યા અને બોલ્યા : 'દેવી! આ બધું તમો મળ્યાં ન હતાં ત્યાં સુધી હતું. હવે તો આવી વાતો તુચ્છ લાગે છે. કરોડો સોનામહોરો ખર્ચતાં ન મળે તેવું આપણું મોંઘું આયુષ્ય મારી સ્રી, મારું ઘર, મારી ઇજ્જતને નામે નકામું વેડફી નાખવું એ ગમતું નથી. જે વસ્તુ પ્રથમ ન હતી, અંતે રહેવાની નથી કે માત્ર મધ્યમાં દેખાય છે તેના માટે આવડું મમત્વ શા માટે રાખવું ? તમો, જાઓ અને સીધું લઈ આવો.'

તોળલ સધીર પાસે ગયાં અને રાત્રે આવવાને વાયદે સીધું લાવ્યાં. રસોઈ બનાવી અને હરિહરના નાદે સંતો-હરિજનો જમ્યા.

આકાશ વાદળાથી છવાયું. વીજળીના ચમકારા વચ્ચે મેઘરાજ ઘેરે ઘેરે અવાજે ગાજવા લાગ્યા. મોરોના નાદ વચ્ચે ઉત્સાહવર્ધક ઠમ ઠમ ખુદો આભમાંથી પડવા લાગ્યાં. તોળલ-દેવીએ શૃંગાર સજ્યા. જેસલને બોલાવી કહ્યું : 'પધારો, સધીરના ઘર સુધી, એકલા જવાય તેમ નથી.'

જેસલે તોળલનો સાથ કર્યો. સધીર પરમ ઉત્સુકતાથી રાહ જોતો હતો. તોળલ ઘરમાં ગયાં. સધીરનું હૈયુ નાચવા લાગ્યુ. તોળલના રૂપમાં તેને સ્વર્ગીય દેવાંગનાનાં દર્શન થતાં હતાં.

'આવો આવો કાઠિયાણી! વચને પળ્યાં ખરાં. મેં માન્યુ કે વરસાદનું અંધારું હોવાથી મેઘલી રાતે કદાચ ઘર બહાર ન પણ નીકળે.' સધીરે કહ્યું.

'શેઠજી! તમારી ધારણા સાચી છે. એકલાં અવાય તેમ નથી. એટલે જેસલરાજને સાથે લાવી છું.'

જેસલનું નામ સાંભળતાં સધીરનુ આખુંય શરીર પીપળનુ પાન હવાથી કંપે તેમ થરથરવા લાગ્યુ. આ જોઈ તોળલ બોલ્યાં: 'શેઠ! જેસલનો બહુ ભય લાગે છે? મૂર્ખ, જેસલ જેવા હજારોને ઉત્પન્ન કરનાર ઈશ્વરનો જો ડર નથી, તો પછી હાડમાંસનાં પૂતળા—જેસલનો ભય શા માટે રાખે છે? જે મને લઈ જાને જ તારે ત્યાં આવેલ છે એ તારું બૂરું નંહી જ કરે. અરે નાદાન! જગનિયંતાથી ડરતો રહે. વિલાસ માણવા ઈચ્છનાર માનવી! જેને તું રૂપ માને છે તે તો માત્ર મળમૂત્રનો પિંડ છે. આજે હું તને ઉપદેશ દેવા આવી નથી. શરત મુજબ દેહ સોપવા આવી છું.'

તોળલના શબ્દે શબ્દે સધીરનો સૂતેલો આત્મા જાગી અકળાવા લાગ્યો. તેને પોતાના અધમ વિચારો માટે શરમ થવા લાગી. તે તોળલના પગમા પડી, ગળતા આંસુએ બોલ્યો: 'માતા! તમોએ મને આજે તાર્યો. અધમતાના માર્ગેથી પાછો વાળી નીતિનો રાજમાર્ગ બતાવ્યો. આજથી મને તમારો પુત્ર માનજો. આ બધીયે સંપત્તિ આપની છે.' સધીરના માથા પર હાથ મૂકી દેવી તોળલે તેને બેઠો કર્યો અને જેસલને બોલાવી તમામ ઘટનાથી જાણકાર કર્યા. સધીર તે દિવસથી મહાન બન્યો.

૭

'સતી! માલાજાળથી રાણા માલદેવજીનાં વાયક આવ્યાં છે. ત્યાં ગતગંગા પધારશે મેઘ ધારવા જેવા મહાપુરુષ ભેળા કરે છે તો તમો પધારો; કારણ કે મારે શરીરે ઠીક રહેતું નથી.'

'જાડેજારાજ! આપના વિના જવું મને ત્યાં નહીં

ગમે. આપ આવો તો ?'

'હું અને તમો એક જ છીએ, જુદાં ક્યાં છીએ ? જાઓ, આવ્યા વાયકે જાવું જોઈએ. મારું શરીર સારું હોત તો હું અવશ્ય આવત.'

'હું એક શરતે જાઉં. આપે મારા આવતા પહેલાં સમાધિમા બેસવું નહીં. વચન આપો. મારો આત્મા મને કહી રહ્યો છે કે જેસલરાજ વધુ સમય પૃથ્વી પર રહેવા ઇચ્છતા નથી.'

'ગાંડી રે ગાંડી ! ધણીની રજા વિના આપણાથી થોડું જ જવાય છે ? જાઓ મારું વચન છે કે તમારા આવ્યા પહેલાં હું સમાતમાં નહીં બેસું.'

'બસ, વાહ ! મારા જાડેજારાજ, આથી વધુ કાંઈ જોઈતું નથી.'

જેસલ હસીને બોલ્યા : 'તોળાંદે ! મમતા વધીને ? આ હાડમાંસના ખોખામા આવડો મોહ શા માટે રાખવો પડે છે ? આ તો પાણીના પરપોટા થાય અને ફૂટી જાય, આવા તો અનેક જન્મો થયા અને ગયા. સમાધિમાં સાથે બેસવું કે એકલા જવું એ કોઈ મહત્ત્વની વાત નથી.'

'મારા રાજ ! આપે ખરી વાત કહી. પણ તોળલ આખરે સ્ત્રી છે. સ્ત્રીઓ ગમે તેવી મહાન બને છતાં તેમના હૈયામાં આટલી નબળાઈ રહી જાય છે. આ કલેવર માયાનો અંશ ગણાય છે.'

'ના ના, તોળાદે ! તેવી વાત નથી. તમો તો પરાને પાર પૂગેલાં છો. તમે તો અગસ્ત ઋષિની પેઠે મમતાના સાતે-

સાત સાગરનું આચમન કરી ગયાં છો. તમારો જોટો આજના સ્રીસમાજમાં નથી.'

'જો, જો. વળી વખાણીને નિંદ્ય બનાવતા નહીં.' આમ પરસ્પર હાસ્યવિનોદ સાથે તોળાદેએ તૈયારી કરી. વેલ જોડાવી મારવાડમાં માલાજાજીને પંથે પડ્યાં.

થોડા દિવસે મારવાડ પહોંચ્યાં. દેશવિદેશનાં હરિજનો આવ્યાં હતાં. સહુને મળ્યાં. રૂપાદેને આનંદ થયો. સર્વસ્વદાન-મંડપ-(સવરાંમંડપ)માં સમય થતાં ગયાં. ગતગંગાનાં દર્શન કરી આસન પર બેઠાં. મેઘરવાળજી કે જે રૂપાદેના ગુરુ હતા, તે આચાર્યગાદી પર બેઠા. જ્યોતિ પ્રગટી. સહુએ નમણું કરી-નમન કર્યું. આરાધ ગવાવા લાગ્યો. તેવામા જ્યોતિનાં તેજ ઝાંખાં પડવા લાગ્યાં. હરિજન સમાજ અકળાઈ ઊઠ્યો. 'ગુરુદેવ! આ શું? જ્યોતિ નારાયણનાં તેજ આજે ઝાંખાં કેમ?'

'હરિજનો! મને સમજાય છે કે આજે કોઈ મહાન આત્મા આપણાં વચ્ચેથી ઊડી જાય છે.'

તોળલને આ વચન સાંભળતાં ખેદ થયો. તેનો આત્મા કહેવા લાગ્યો કે, જેસલરાજ જરૂર સમાધિમાં બેસી ગયા.

બીજે દિવસે રજા લઈ વેલ જોડાવી તોળાદે કચ્છને પંથે પડ્યાં. માર્ગમાં ત્રણ દિવસો ગુજારી અંજારના સીમાડે આવ્યાં. ત્યાં તેમને જેસલરાજના આજથી ત્રણ દિવસ પહેલાં સમાધિમાં બેસી જવાના ખબર મળ્યા. વેલ ત્યાગી પગપાળાં ચાલતાં તોળલ સમાધિ પાસે ગયાં અને ઉપરની ધૂળ દૂર કરાવી માથા પર ઢાંકેલા કૂંડાને કાઢી નાખી, ધૂપ સળગાવી રામસાગર લઈ ગાવા લાગ્યાં કે,

તાલને તંબૂરો સતીના હાથમાં
સતી કરે અલખનો આરાધ રે...
વચન વિચારી વેલા આવજો રે.

આખુંય ભજન પૂરું થતાં જેસલરાજે આંખો ઉઘાડી અને બોલ્યા : 'સતી! આવો આવો, પૃથ્વીદેવીના ખોળામાં સાંકડ નથી.' અવાજ સાથે જમીનમાં માર્ગ થયો અને તોળલ તેમાં બેસી ગયા. તેમના પ્રાણપંખી ઊડી ગયા.

સધીરે તેમનાં પર કૂંડાં ઢાંકયાં અને સમાધિઓ પૂરી દેવામાં આવી. આજે બન્નેની સમાધિઓ સાથે સાથે અંજારના પાદરમાં છે. લોકો ગાય છે કે,

તોળલે ત્રણ નર તારિયા, સાસતિયો ને સધીર,
જેસલ જગનો ચોરટો, પળમાં બનાવ્યો પીર.

## ૧૦ : 'મૃત્યુને જીતનાર'

'બાપુ! હાલારના હીર જેવા મહાત્મા મેરાર સાહેબે કાલે સમાધિ લીધી.' એક ખવાસે આવી જામશ્રી રણમલજીને સમાચાર આપ્યા.

'મેર! તને કોણે વાત કરી? મને તો હજુ હમણાં જ મહાત્માજી કહી ગયા કે આપણે સર્વયજ્ઞમંડપ(સવરામંડપ)નો મેળો કરવો છે.-મહાત્મા પુરુષ બોલ્યા બદલે નહીં.' જામે ખવાસને કહ્યું.

'બાપુ, હું સાધારણ ખવાસ માણસ. વધુ શું સમજું? પણ આજે ખંભાળિયાથી મારો સંબંધી આવ્યો છે તેણે વાત કરી એટલે આજે મેં આપને કહી.'

'હશે, મહાત્મા છે. તેમને ગમ્યું તે ખરું. એલા જો જોઈ બહાર કોણ છે?' જામે મેરાને કહ્યું.

મેરો બહાર ગયો અને થોડીવારે આવી બોલ્યો, 'ગરીબપરવર, મોતી કોચમેન છે. હુકમ હોય તો બોલાવું ?'

'બોલાવવો નથી. તેને, કે' ગાડી જોડીને લાવે, ખંભાળિયા જવું છે. આગળ ચાર સવારો રવાના કરી ખબર આપો કે ત્યાં નવી જોડી તૈયાર રાખે. તુરત જ પછું વળવાનું છે.'

હુકમ મુજબ બધી તૈયારી થઈ. જામ ખંભાળિયા જવા ઊપડ્યા.

સત્તરમા સૈકાની શરૂઆતમાં વારાઈમાં ભાણ સાહેબ નામે લોહાણા ભગત થયા. તેમના સુયોગ્ય શિષ્ય રવિ સાહેબે 'ભાણ પરચરી' નામે પુસ્તક લખી તેમના સામર્થ્યનું યથોચિત વર્ણન કર્યું છે મોરાર સાહેબ રવિ સાહેબના શિષ્ય, પરમયોગનિષ્ઠ પુરુષ હતા. તેઓએ ખંભાળિયામા જગ્યા બાંધી. લાબા સમય સુધી ત્યા રહી સવંત ૧૯૦૩માં સમાધિમાં બેઠા. આ સમાચાર જામને મળતા તેઓ તેમની સમાધિના દર્શન કરવા નીકળ્યા.

જામ રણમલસિંહજીને અને મોરાર સાહેબને ગુરુશિષ્યનો સબંધ હતો. સામાન્ય રીતે જામનગરના જામનો રાજધર્મ વૈષ્ણવ–પુષ્ટિમાર્ગ છે, છતા તેઓ સર્વાંગે આઈ આશાપુરાના ભક્ત છે વ્યક્તિગત જામોએ મનપસદ ધર્મો પાળ્યા છે.

'મોરાર સાહેબને સમાધિમા બેઠે કેટલો સમય થયો હશે ?' જામે ગાડામાથી ઊતરતા જ પૂછ્યું.

'અન્નદાતા, આજે ત્રીજો દિવસ ચાલે છે.' ગામના એક રજપૂત ભાઈએ કહ્યું.

'એમ....ચાલો આપણે સમાધિના દર્શન કરીએ.' આમ કહી જામ ચાલ્યા એટલે તેમની આગળ–પાછળ દશવીશ માણસો ચાલવા લાગ્યા. જગ્યાના નવા મહંતને જાણ થતાં

તે પણ બહાર આવ્યા. સહુ મળી સમાધિ પાસે આવ્યા.

'મહંતજી ! મોરારસ્વામી મને મંડપ કરવાનું વચન આપી ગયા છે. તે પહેલાં તેઓ સમાધિમાં બેસી ગયા. મારો સંકલ્પ અને તેમનું વચન જાય છે, માટે સમાધિ ઉખેડો. મારે ચાદી આપવી છે.'

'મહારાજ ! સંતોની સમાધિ ઉખેડાય નહીં, એમાં રાજનું કલ્યાણ નથી. આપનો સંકલ્પ પૂરો કરવા કરવા અમો સહુ છીએ. શેડખી, કમીઝણા, રાપર બધાંય ભાણનાં ઘર છે. આપ દર્શન કરી પધારો.' મહંતે કહ્યું.

'ના ના, એમ કેમ થાય ? મારે તો મોરારસ્વામીના હાથથી જ મંડપ કરાવવો છે. તેમનું વચન છે. તેમનાથી સમાધિમાં બેસાય જ નહિ' જામે જીદ કરી, 'માટે ઉખેડો.'

લોકો સમજ્યા કે રાજહઠ બાળહઠ જેવી જ ગાંડી ગણાય, પણ હવે જોગીહઠ ઊભી થાય નહીં; નહીંતર જગ્યાને ભારે પડી જાશે એટલે એક દરબાર બોલ્યા :

'મહંતજી ! બાપુની ઇચ્છા હોય તેમ કરવું આપણો ધર્મ છે. મોરારસ્વામી તો મહાત્મા હતા, કદાચ આમાંથી જગતને નવું જ જાણવાનું મળવાનું હશે '

મહંતજી પણ સમજી ગયા. પાવડા આવ્યા અને તાજી જ નખાયેલી માટી સમાધિ ઉપરથી ખેંચી દૂર કરવામાં આવી. જગ્યાના આસ્તિક સંતોના હૃદય કચવાયાં, પણ તે નિરૂપાય હતા. માટી નીકળી જતાં નીચે કૂંડું નીકળ્યું. તેને ઉપાડી લેતાં મોરારસ્વામીની ભવ્ય પ્રસન્ન મુદ્રા જોવામાં આવી, જાણે હમણાં જ આંખો બંધ કરી ન હોય !

'સ્વામી, આપ જેવા મહાત્માને પણ કલિયુગની હવા લાગી ? શેખપાટના સંગ્રામ પછી આપને દર્શને આવ્યો ત્યારે

આપે કહ્યું હતું કે, આપણે સર્વયજ્ઞમંડપ કરીશું. એ વાત અધૂરી રાખી આપનાથી જવાય? ભગવન્! શિષ્યનો સંકલ્પ પૂરો કરવો એ ગુરુદેવનું કામ છે. આપની પાસેથી જવાબ લઈને જ જામ જવાનો છે. જો આપ હઠ કરી બોલશો નહીં તો જામ આપની બાજુમાં બેસવું પસંદ કરશે, પણ નગરમાં તો નહીં જ જાય.'

જામનો સત્ય સંકલ્પ જોઈ યોગીરાજ મોરારે આંખો ઉઘાડી. 'જામ!' અવાજ થયો. 'મને બહાર લો. તમારી ઇચ્છા પૂરી કરવા એક વર્ષ માટે મૃત્યુને પાછું ઠેલું છું.'

જામ રાજી થયા અને સ્વામીને બહાર લઈ ગરમ પાણીએ સ્નાન કરાવ્યું. ખંભાળિયામાં જામને ખર્ચે ઉત્સવ ઉજવાયો. સૌરાષ્ટ્રમાં આ વાત પ્રસરતાં હજારો આસ્તિકો દર્શને અને નાસ્તિકો કૌતુક જોવા ખંભાળિયા આવવા લાગ્યા. ખંભાળિયા તીર્થસ્થાન બની ગયુ.

જામે મેળો કર્યો. સૌરાષ્ટ્રના તમામ સંતો, મહંતો અને અભ્યાગત–વિરક્ત, અખાડા, મઢો, ગોસાંઈઓ, વૈષ્ણવો, નાથો, પરનામી, કાપડી સંન્યાસીઓ, પરબના સંતો, પાચાળનું પીર મંડળ અને સમસ્ત ભક્તો આવ્યા. પૂરો એક મહિનો સર્વ-યજ્ઞમંડપ(સવરામંડપ)નો મેળો રામદેવજી પીરની લીલી ધજા તળે ચાલ્યો. નાતજાતના સંપ્રદાય, પંથ, પંથાઈના ભેદભાવને ભુલાવતો સર્વાત્મભાવના જ્યોતિર્ધરોની આગેવાની તળે મેળો પૂર્ણાનંદથી પૂરો થયો. સૌરાષ્ટ્રના તમામ રાજવીઓ, દીવાનો અને ખાનખવાસોએ હાજરી આપી મેળાની મહાનતા વધારી. દરરોજ રાત્રિએ ભજનો, સવારે રાસમંડળ અને સાંજરે કથા–વ્યાખ્યાનો થતાં રહ્યાં. સંધ્યાની આરતી વખતે ખરેખર દેવોને આવવા ઇચ્છા થાય તેવો સમારંભ જામતો.

ભજનિકો ભજનના ભંડાર ખોલી ખોલી અવનવી વસ્તુઓ દરરોજ રાતે બોલતા. વેદવેદાંતના નક્કર સિદ્ધાંતો ચર્ચતી લોકભાષામાં વણાયેલી વાણી સાંભળી ભલભલા વિદ્વાનો પણ મુગ્ધ બનતા.

આમ મેળો આનંદથી પૂર્ણ થતાં ભેટ, પૂજા અને જામના ભાવને લઈ સતો, ભક્તો સહુ સહુનાં સ્થાને ગયા. જામ નગરમા પધાર્યા. અવારનવાર તેઓ મોરાર સાહેબ પાસે આવતા અને સત્સગ કરતા. એક વર્ષ પૂરું થતાં મોરાર સાહેબે જામને ખબર મેકલાવ્યા કે, 'વરસની અવધિ પૂરી થાય છે, તમારે આવવુ હોય તો આવશો; સમાધિમાં બેસવાનો સમય હવે દૂર નથી.'

સમાચાર મળતાં જ જામ દરાઘોડેથી ખંભાળિયા આવ્યા. મોરારસ્વામીના દર્શન કર્યાં. જગ્યામા સમાધિની તમામ તૈયારી થઈ રહી હતી.

'આપ તો તૈયાર થયા, ત્યારે મને કેમ ગમશે? સાથે આવુ તો?' જામે મોરારસ્વામીને કહ્યું.

'આપને હજુ ચાર વરસ જામનગરનું રાજ કરવું બાકી છે. તમો ૧૯૦૮ના વર્ષે ફાગણ સુદ ત્રીજના દિવસે અહીંથી પ્રયાણ કરજો. ત્યારે ઉત્તરાયન ચાલતું હશે. સોમ તમારા પૂર્વજનો વાર હશે, ભાદ્રપદ નક્ષત્રમાં તમામ અવશેષ કાર્યોની પરિસમાપ્તિ કરી પધારજો.'

આટલી ચોકસાઈથી જામના પ્રયાણ માટે વાતો સાંભળી તમામ ઉપસ્થિત સમાજ મંત્રમુગ્ધ થયો. જામ બોલ્યા: 'મહારાજ! આપે પૂરા બાર માસ મૃત્યુને જીત્યુ, આ મારા અને અનેકના અનુભવની વાત છે. અમરેલીમાં શ્રી મૂળ દાસજી મહાત્મા જે મારા પિતાજી જામ જસાજીના ગુરુ

હતા તેઓ સમાધિમા બેસવા જતા હતા, તેમના મૃતદેહને લઈ બજારમાં નીકળતાં કોઈ બાઈ સાસરે જતી હતી તે પાછી વળી. સંતો કહે છે કે, મૂળસ્વામીએ આખો ઉઘાડી કહ્યું : 'જા બેન, જા, સાસરે જા. હુ તો કાલે સમાધિમા બેસીશ. તું તારા પ્રિયતમને મળવા જાય છે, તેમ હુ પણ મારા પ્રિયતમને મળવા જતો હતો. એકાદ દિવસ ભલે વિલંબ થાય.' આમ કહી પગે ચાલીને જગ્યામા આવ્યા અને બીજે દિવસે ચોગ મૂક્યો. આ પરથી જ માનવા કારણ મળે છે કે, આપ સહુ મૃત્યુને જીતનાર મહાત્મા છો. શાસ્ત્રો કહે છે કે, મૃત્યુ એ માનવી માટે અનિવાર્ય છે ત્યારે અનુભવ જુદું જ બોલે છે. આ વસ્તુ કૃપા કરી સમજાવતા જશો ?'

'જામ! યોગીઓ યોગાભ્યાસથી, ભક્તો ભગવાનની લગનીથી અને વીરપુરુષો સગ્રામ સાથેના એકાત્મભાવથી મૃત્યુને જીતી જાય છે એ બહુ આશ્ચર્ય જેવી વાત નથી. માથું પડી ગયા પછી મોખડાજી સાત ગાઉ સુધી સગ્રામ કરતા આવ્યા, ચાપરાજવાળા જેતપુરમા માથું પડ્યા પછી લડ્યા આમરણમા હાવરઉત્મુદ્દ માથુ કપાયા છતા લડતા લડતા આગળ ગયા' આવા તો અનેક પુરાવા છે. સંતો માટે, યોગીઓ માટે એ સહજ વાત છે મૃત્યુ યોગીઓનુ દાસ છે.'

'અમારા ગૃહસ્થાશ્રમીઓ માટે મૃત્યુ જીતવાનો કોઈ ઉપાય ખરો ?' જામે જગતના અનેક ગૃહસ્થાશ્રમીઓને લક્ષમા રાખી યોગીરાજ મોરાર સામે પ્રશ્ન મૂકયો.

'હા છે, પણ તે સહજ નથી. જે ગૃહસ્થ નીરમમત્વ બને, નિરમોહ બની જેની વૃત્તિઓ તમામ પ્રકારે પ્રશાંત થાય, અક્રોધતા પૂર્ણપણે આવી જાય અને ગૃહસ્થાશ્રમનુ એક એક અગ નિયમસર પાળે તો કાળને જીતી જાય. એવા

પ્રસંગો મહાભારતમાં લખાયા છે: જેવા કે સાવિત્રીએ પતિ માટે મૃત્યુને હરાવ્યું. તુલાધાર વૈશ્યે પિતા–માતાની સેવાના બળે મૃત્યુને પાછું વાળ્યું. ભીષ્મની વાત તો નથી યોગીમાં કે નથી ગૃહસ્થમાં. તેઓ તો અવતારી વસુદેવ હતા, છતાં બ્રહ્મચર્યના પ્રતાપે પિતૃભક્તિની શક્તિ વડે કાળને જીતી ગયા.'

'ભગવન્! એવી કોઈ વાતો ગ્રંથોમાં હશે કે ગૃહસ્થો સ્વધર્મ પાળતાં મૃત્યુને જીતી જાય? હોય તો જણાવવા કૃપા કરશો.' જામે પ્રાચીન ગ્રંથસ્થ વાત જાણવા જિજ્ઞાસા બતાવી.

આ સાંભળી મોરારસ્વામી બોલ્યા: 'વ્યાસ ભગવાન પ્રણીત મહાભારતના અનુશાસન પર્વના બીજા અધ્યાયમાં વાત છે. દાનેશ્વરી નૃગના પિતા ઓઘવાનની કન્યા ઓઘવતીનાં લગ્ન ઈક્ષ્વાકુ કુલોત્પન્ન સુદર્શન રાજવી સાથે કરવામાં આવ્યાં હતાં તે બન્ને કુરુક્ષેત્રમા રહેતાં હતાં. તેમની ગાથા પિતામહ ભીષ્મે કહી છે તે સાંભળો. ભીષ્મ કહે છે:

अत्राप्युदाहरन्तीमितिहासं पुरातनम्।
यथा मृत्युर्गृहस्थेन धर्ममाश्रित्य निर्जितः॥

ગૃહસ્થ માનવીએ ધર્મને સહારે મૃત્યુને પરાજિત કર્યું છે, તે વિષયમાં જૂના ઇતિહાસનું પ્રમાણ અપાય છે. આમ નાની પ્રસ્તાવના કરી પિતામહ ઇતિહાસ કહે છે: એક વખતે સુદર્શને સ્ત્રીને કહ્યું: 'દેવી! આપણે આદર્શ ગૃહસ્થધર્મ પાળવા અર્થે જ આ સ્થાનમાં આવ્યાં છીએ; માટે તમારે અતિથિઓની ભાવનાને અનુકૂળ વર્તવાનું છે; કારણ કે ગૃહસ્થોને અતિથિઓ દેવ છે; આથી વધુ કોઈ પૂજ્ય નથી. જે ગૃહસ્થને ત્યાં અતિથિઓ પ્રસન્ન થઈને જાય છે તે પરમ ભાગ્યશાળી ગણાય છે. અતિથિઓને સેવવામાં अप्यात्मनः

प्रधानेन न ते कार्या विचारणा । આત્મપ્રદાન કરીને પણ તેના કાર્યની સિદ્ધિ કરવી. આ વિષયમાં જરા પણ વિચાર કરવો નહીં.'

પતિપરાયણ સન્નારી ઓઘવતીએ પતિઆજ્ઞા સાંભળી કહ્યું: 'સ્વામી! અગર અતિથિની પ્રસન્નતાનું કારણ વર્તમાન નીતિથી ઊલટી દિશામાં હોય તો?'

સ્વામિનીનાં સંદેહયુક્ત વચન સાંભળી સુદર્શને કહ્યું, 'મહાદેવી! સુશ્રોણી! गृहस्थानां च सुश्रोणि । नातिथेर्विद्यते परम् । ગૃહસ્થ માનવીને માટે અતિથિથી વધીને બીજું કશુંય નથી. મારા આજના વચનને નિઃસંદેહ બની પાળજે, ધર્મ દેશકાળની અને આશ્રમની અપેક્ષાએ નવા નવા સ્વરૂપો ધરતો રહે છે, નીતિ પાત્ર પરત્વે નીરનિરાળી હોય છે, શાંતિના સમયની નીતિ યુદ્ધના સમયમાં અનીતિ છે અને સંગ્રામભૂમિની નીતિ શાંતિના સમુદયમાં આચરવામાં આવે તો ઘોર અનીતિ બની જાય છે. ગૃહસ્થધર્મો સંન્યાસી કે બ્રહ્મચારી જેવા નથી. હું સામાન્ય ધર્મની આ વાત નથી કરતો, હું વિશેષ ધર્મ માટે બોલી રહ્યો છુ, સમજ્યા!'

રાજન્! આ વખતે મૃત્યુ સુદર્શનની પાછળ ફરતુ હતુ; અર્થાત્ તેનો અંતકાળ સમીપ હતો તેમની જીવનલીલા સમાપ્ત કરવા કાળદેવ ઘડીઓ ગણી રહ્યા હતા. આ વાત સાંભળતાં તેઓ તેમના પ્રાણ લઈ શકયા નહીં; પરંતુ તે સ્વધર્મ ભૂલે કે તુરત જ તેમના પ્રાણ દેહમાંથી ખેંચી લેવા, આમ ધારી પાછળ પાછળ ભ્રમણ કરવા લાગ્યા.

મહાત્મા સુદર્શન એક દિવસ કાષ્ટો લેવા વનમાં ગયા ત્યારે યમદેવ બ્રાહ્મણ બની તેમને ત્યાં આવ્યા. ઓઘવતીએ આસન, જલ (અર્ઘપાદ્યાદિ) વગેરે આપી તેમનો સત્કાર

કર્યો. પછી કરબદ્ધ થઈ રાજકન્યા બોલી: 'અમારે ત્યાં અતિથિઓ દેવ મનાય છે, શી આજ્ઞા છે?'

આવું સુનમ્રભાવે ઉચ્ચારેલ કથન સાંભળી બ્રાહ્મણ અતિથિ બોલ્યો: 'જો તમે ગૃહસ્થધર્મ પ્રમાણભૂત માનતા હો તો, प्रदानेनात्मनो राज्ञि कर्तुमर्हसि मे प्रियम् । તમો આત્મપ્રદાન કરી મારું પ્રિય કાર્ય સિદ્ધ કરો.'

ઓઘવતીએ અન્ય અનેક વસ્તુઓ આપવા કહ્યું, પરંતુ અતિથિદેવે અન્ય કશીયે વસ્તુની અપેક્ષા બતાવી જ નહીં; એટલે

> सा तु राजसुता स्मृत्वा भर्तुर्वचनमादितः ।
> तथेति लज्जमाना सा तमुवाच द्विजर्षभम् ॥

પતિના વચનનું સ્મરણ કરી સલજ્જભાવે તથાસ્તુ કહી તેમને અનુકૂળ થયાં.

આ વખતે સુદર્શન કાષ્ઠ લઈ ઘેર આવતાં પોતાના આશ્રમના દ્વારો બીડેલા જોતા પત્નીને બોલાવવા અવાજ કર્યો, છતા કશીય જવાબ આવ્યો નહીં; કારણ કે उच्छिष्टास्मीति मन्वाना लज्जिता भर्तुरेव च । પતિદેવે ફરી કહ્યું: 'વિનયથી દૂરથી જ જોતા સહાસ્ય સામે લેવા આવનાર સ્ત્રી આજે ચૂપ કેમ છો?'

આ વખતે કુટિરમાં સ્થિત અતિથિદેવે પ્રત્યુત્તર આપતાં કહ્યુ: 'હે ગૃહસ્થ, તમારાં સતધર્મપરાયણ પત્ની–गृहस्थस्य हि धर्मोऽयः संप्राप्तातिथिपूजनम् । તેઓ મારા આતિથ્યમા રત છે.'

પાછળથી અતિથિને મળતા પરમ પ્રસન્ન સુદર્શને કહ્યું, 'અતિથિદેવ! સત્યના આધારે સ્વધર્મ પાળતો અહીંયાં દિવસ નિર્ગમન કરી રહ્યો છુ. મારો પ્રસ્તુત વ્યવહાર અશ્લાઘ્ય

કે અનાર્યસેવિત હોય તો મને કાળદેવ શિક્ષા કરે.' આ સાંભળી પર્ણશાળામાંથી બહાર આવી યમદેવ બોલ્યા : રાજન્!

घर्मोऽहमस्मि धर्मज्ञं पूर्वमामन्त्र्य नामत ।
प्राप्तः सत्यं च ते ज्ञात्वा प्रीतिर्मे परमा त्वयि ॥

તમારું મંગલ હો! હું ધર્મ છું. હું તમારી પરીક્ષા કરવા આવ્યો હતો. સત્ય તત્ત્વ તમે સમજ્યા છો. આથી તમારા પર હું પરમ પ્રસન્ન થયો છું. તમો આવાં બ્રહ્મવાદિની સ્ત્રી મેળવી સુભાગી થયા છો; તમારી પતિપરાયણ સન્નારી બોલશે તે થશે. તેમના તપના પ્રભાવે લોકત્રય પરમપાવન થાય છે; કારણ તે અતિથિધર્મપાલનને શુદ્ધ સ્વરૂપમાં સમજ્યા છે. આ સ્થાને જે નદી થશે તે ઓઘવતી નામે વિશ્વમાં પ્રસિદ્ધ થશે. તમો મૃત્યુને જીતી ગયા છો; કારણ કે निर्जितश्च त्वया मृत्युरैश्वर्यं च तवोत्तमम् । તમારા પર હું એટલા માટે પરમ પ્રસન્ન થયો છું કે :

गृहस्यधर्मेणानेन कामक्रोधौ च ते जीतौ ।

તમોએ ગૃહસ્થધર્મના આધારે કામ અને ક્રોધને જીત્યા છે.

મારા જામ! આ કથા જેવી શાસ્ત્રમાં છે તેવી જ મેં તમોને કહી છે. મારા તરફથી જરા પણ ઉમેરવામા આવ્યુ નથી.'

'સ્વામી!' જામ બહુ જ શાંતિથી બોલ્યા. 'આપે સંભળાવેલી મૃત્યુ જીતવાની કથા સહજ નથી. આજના યુગને બંધબેસતી નથી. આચરી શકાય તેમ નથી. ભલે ત્યારના યુગધર્મને અનુકૂળ હશે પણ તેને સનાતન સત્ય સ્વરૂપ આપી વેગવાન બનાવવું એ તો પ્રજાના નૈતિક જીવન સાથે ભયંકર રમત રમવા જેવી વાત છે.'

'છે તો એમ જ, પણ તમો ધારો છો તેવી શયંકરતા નથી. આજે આપણા સૌરાષ્ટ્રમાં, મારવાડમાં કે અન્ય વિભાગોમાં એક કે બીજી રીતે આ સનાતન સત્યરૂપે વિદ્યમાન છે, છતાં પ્રજાજીવનને જરા પણ આંચ આવતી નથી. ગ્રંથસ્થ અનેક પ્રસંગો હોય છે તેને પ્રક્ષિપ્ત માનવા કે સત્ય માનવા એ માનનારની ભાવના પર અવલંબે છે. બાકી તમોએ જે મૃત્યુ જીતવા માટેનો પ્રસંગ કહ્યો તેના પ્રત્યુત્તરમાં મારા તરફથી સપ્રમાણ કહેવાયું.'

આમ કહી મહાત્માજીએ સમાધિમાં બેસવા તૈયારી કરી. પૂરા એક વર્ષ સુધી મૃત્યુને જીની સંવત ૧૯૦૪ના મહામાસે વસંતઆગમન સમયે મહાત્માશ્રી મોરારસાહેબ ફરી સમાધિમાં બિરાજ્યા. આજ પણ મોરારસાહેબ મૃત્યુને જીતનાર મનાય છે.



'સસ્તુ' સાહિત્ય એટલે ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# કેટલાક ઉપયોગી ગ્રંથો

## સંતવાણી–ભજનો

| | |
|---|---|
| ભજનસાગર–ભા. ૧–૨ | ૩–૫૦ |
| ભજનસાગર–ભા. ૨ જો | ૨–૦ |
| સાક્ષાત્કારને પંથે તુકારામ | ૨–૦ |
| મીરાંબાઈનાં ભજનો | ૦–૭૫ |
| નરસિંહ મહેતાનાં ભજનો | ૦–૭૫ |
| ... રચિત પદસંગ્રહ | ૧–૭૫ |
| ...તમદાસની વાણી | ૩–૦ |
| ...પતરામની કવિતા | ૦–૧૨ |
| ...મળના છપ્પા ... | ૦–૭૫ |
| ...ખાના છપ્પા ... | ૧–૦ |
| ...અક્ષરમાળા ... ... | ૦–૩૭ |

*

| | |
|---|---|
| ...મુખ તથા નૃસિંહકુંવર (બે આખ્યાનો) | ૦–૩૭ |
| સાંખ્યસાર અને યોગસાર | ૦–૩૭ |
| ...વેતાલ કહે ... ... | ૦–૧૯ |
| ગોરખવાણી ... | ૦–૩૭ |
| સંત દાદૂ ... | ૦–૨૫ |
| ગિરિધર કવિરાય | ૦–૧૯ |
| ...સો ભજનો ... | ૦–૩૭ |
| ધ્રુવાખ્યાન ... | ૦–૨૫ |
| ઋષિરાજનાં પદો | ૦–૨૫ |
| કબીર સાહેબની સાખીઓ | ૦–૨૫ |
| કબીર સાહેબનાં ભજનો | ૦–૫૦ |
| તુલસીદાસની સાખીઓ | ૦–૨૫ |
| પ્રબોધબાવની | ૦–૨૫ |
| ભક્તકવિ રહીમ અને જમાલ ... | ૦–૨૫ |
| રવિ, ભાણ અને મોરારસાહેબની વાણી | ૦–૨૫ |
| સાંઈ દીનદરવેશ ... | ૦–૨૫ |
| કેશવકૃતિ ... | ૦–૨૫ |
| દોહારત્નાવલિ ... | ૦–૧૯ |
| ભક્ત સૂરદાસનાં પદો | ૦–૩૭ |
| ભોજા ભગતના ચાબખા | ૦–૬૭ |
| કવિ દીનદયાળગિરિ | ૦–૨૫ |
| ધીરા ભગતનાં પદો | ૦–૨૫ |
| સંતકવિ નઝીર ... | ૦–૫૦ |
| હરિપાઠ ... ... | ૦–૧૨ |
| કવિ ગંગ કહે ... | ૦–૧૯ |
| તુલસી રામાયણનાં મહાવાક્યો | ૦–૫૦ |

# જીવનચરિત્રો

| | |
|---|---|
| પિતામહ ભીષ્મ ... | ૧–૦ |
| ભારતના વીર પુરુષો | ૨–૫૦ |
| વીર દુર્ગાદાસ ... | ૧–૨૫ |
| શિવાજી છત્રપતિ ... | ૧–૨૫ |
| અકબર ... ... | ૧–૦ |
| લક્ષ્મીબાઈ ... ... | ૦–૬૫ |
| જોન આફ આર્ક ... | ૦–૭૫ |
| બેન્જામિન ફ્રેંકલિન ... | ૧–૨૫ |
| બૂકર ટી. વૉશિંગ્ટન | ૧–૫૦ |
| મહર્ષિ દયાનંદ ... | ૧–૫૦ |
| દંમ મહારાજ | ૦–૫૦ |
| ભિક્ષુ અખંડાનંદ ... | ૩–૦ |
| સ્વામી ભાસ્કરાનંદ ... | ૧–૨૫ |
| સ્વામી સહજાનંદ ... | ૧–૫૦ |
| સ્વામી વિવેકાનંદ ... | ૧–૫૦ |
| સંત તુકારામ ... | ૩–૦ |
| સ્વામી બ્રહ્માનંદને શિવાનંદ | ૧–૩૭ |
| આખ્યાનમાળા (ભાગ ૧લો) | ૩–૦ |
| મહર્ષિ દધીચ અને બીજાં બે આખ્યાનો ... | ૦–૫૦ |
| ભક્તચરિત્ર ... ... | ૨–૦ |
| સ્વામીશ્રી નિત્યાનંદ .. | ૦–૫૦ |

| | |
|---|---|
| આદર્શ ચરિત્રસંગ્રહ (૨) | ૩–૦ |
| યોગીશ્વર યાજ્ઞવલ્ક્ય ... | ૦–૫૦ |
| શ્રી રામચંદ્ર દત્ત અને નાગમહાશય ... | ૧–૦ |
| મહાત્મા દાદૂ દયાળ ... | ૦–૫૦ |
| * | |
| ગૌતમ બુદ્ધ ... | ૧–૫૦ |
| શ્રીમત્ શંકરાચાર્ય ... | ૦–૬૫ |
| મહાત્મા ટૉલ્સ્ટૉય ... | ૧–૨૫ |
| મીરાંદાસી જનમ જનમકી | ૦–૩૭ |
| શબ્દચિત્રો ... | ૧–૦ |
| વ્યક્તિ–ચિત્રો ... | ૧–૫૦ |
| * | |
| દેવર્ષિ નારદ ... | ૦–૩૭ |
| ભક્ત પીપાજી ... | ૦–૩૭ |
| બાળકોના વિવેકાનંદ | ૦–૭૫ |
| સંતશિરોમણિ નામદેવ | ૦–૫૦ |
| વિશ્વામિત્ર અને હરિશ્ચંદ્ર | ૦–૭૫ |
| સંત મૂળદાસ ... | ૦–૩૭ |
| ગોસ્વામી તુલસીદાસ... | ૦–૩૭ |
| નાનચંદ્ર બાપા ... | ૦–૭૫ |
| શ્રીશુકદેવજી ... | ૦–૨૫ |
| જડભરત ... ... | ૦–૧૯ |
| ભક્ત પ્રહ્લાદ .. | ૦–૩૭ |

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ